# વિચારરત્નરાશિ

શિવસ્વરૂપ પ્રભુ એકલા. વ્યાપ્યા વિશ્વની માંહિ.
અશિવતણા ભયથી હવે. રહ્યું કંપવું ક્યાંહિ.

જગતના નાથને જોયા—વિના સઉ ધૂળધાણી છે,
પ્રભુ નિરખ્યાવિના નયને, ઉભી ચોરાશી ખાણી છે.

*　　　*　　　*

પ્રભુ છે પ્રાણથી પાસે, નયનસંમુખ તથા વાસે,
દશે દિશ સકળ સ્થળ વાસે, જુએ પણ કો ન પ્રાણી છે,

*　　　*　　　*

વિરલ કો કમર કસી મચતા, પ્રભુને પ્રકટ તે કરતા,
અચલ પદ સદ્ય તે ઠરતા, ખરી તેની કમાણી છે,

શ્રી સદ્‌ગુરુચરણાનુરાગી શ્રેયસ્સાધકોના પ્રિય,
સ્વ. ડૉ. પુંજાલાલના સ્મરણાર્થે.

# વિચારરત્નરાશિ

કર્તા

**શ્રીમાન્ વિશ્વવંદ્ય**

(શ્રીમાન્ છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક:—'મહાકાલ' વડોદરા.)

તત્વવિચારે રમણ કરે તે, સાધક સાચો જાણો રે,
તે જ તરી દુસ્તર ભવઉદધિ, લે સત્સુખની લ્હાણો રે:

પ્રકાશન

**શ્રી. શ્રેયસ્સાધક મંડળ,**
કામા ચેમ્બર્સ, મેડોઝસ્ટ્રીટ,
ફોર્ટ, મુંબઈ.

ઈ. ૧૯૪૪ ] [ સં. ૨૦૦૦

પ્રથમ સંસ્કરણ
૧ લી જુન ૧૯૪૫
પ્રત ૫૦૦



મનમતિ કરજે શુદ્ધ રે, પ્રભુપદને યજીને, ધ્રુવ.
મલિનપણું, રહે મનનું ત્યાં લગી, થાતું ન કોઈ પ્રબુદ્ધ રે;

* * *

પ્રભુચિંતનથી મનની વિપરીત, ગતિ કરજે અવિરુદ્ધ રે;—
અવિચલ પ્રભુપદ સુખદ વિચારી, ત્યાં મન કરજે નિરુદ્ધ રે;

મુદ્રક
જગન્નાથ પુંજાલાલ ડૉક્ટર.
શ્રી આરીકા પ્રેસ,
કલ્યાણદાસ બિલ્ડીંગ
૨૨, ગોવાલીઆ ટેન્ક રોડ
મુંબઇ ૭.

## પ્રસિદ્ધ કર્તૃકૃત ભાવના

શ્રી. શ્રેયસ્સાધક અધિકારી વર્ગના દ્વિતીય આચાર્ય શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન દ્વારા, શ્રી વિશ્વવંદ્ય સ્મારક પ્રવૃત્તિની યોજનાનો પ્રથમ વિચાર પ્રકટ કરવામાં આવ્યો ત્યારથી, અને ક્રમેક્રમે તે નિમિત્ત યોગ્યસ્થાન વગેરેનો નિર્ણય કરી, સમારંભો, સત્રો, સંમેલનો, ચારિત્ર્ય મંદિર, સંતસાધુ સમાગમ અને અતિથિ સત્કારના વિવિધ કાર્યક્રમો વિધિપુરઃસર થવા માંડયા ત્યારથી, શ્રી વિશ્વવંદ્યની સિદ્ધ લેખિનીદ્વારા, સર્વ આશ્રમ ધર્મને રૂચિકર થઇ પડે તેવું, પક્ષપાતરહિત, સત્ય પ્રિય અને હિતકર સાહિત્ય જે શ્રી મહાકાલ આદિ માસિકોમાં અને અન્ય પુસ્તકોદ્વારા પ્રસંગોપાત પ્રકટ થએલું તે પુનઃ યોગ્ય રૂપમાં પ્રસિદ્ધિમાં આવે એવી ભાવના રાખવામાં આવી હતી. અને એ ભાવના શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન તથા શ્રેયસ્સાધકો સિવાય, ઇતર અનેક સજ્જન વિદ્વાનો, યુવાનો વગેરે પણ વારંવાર પ્રકટ કરતા રહેતા.

સમયના અવિરત વહનના અવિચલ નિયમ અનુસાર, એક પછી એક વર્ષો વિતતાં ગયાં, દેશકાલ બદલાતા ચાલ્યા, લોકરૂચિ રાષ્ટ્રની ચળવળમાં અને સામાજીક તથા આર્થિક ઉથલપાથલમાં બદલાતી ગઈ, અને ઉપરોક્ત સાહિત્ય પ્રકટ કરવાનો સુયોગ સત્વર પ્રાપ્ત થયો નહિ. પરંતુ સમાજનું માનસ સંસ્કૃતિની મૂળભૂત સત્ય વસ્તુ તરફ વળ્યા વિના રહેતું નથી. અનુભવ થતાં પુનઃ પોતાનું શુદ્ધ અને સત્ય હોય તેને શોધે છે. શ્રીમાન્ વિશ્વવંદ્યના લેખો હંમેશાં નવીન, તાજા છે. તેમની વાણીમાં અલૌકિક ચમત્કૃતિ છે. હૃદયને સન્માર્ગમાં સ્થાપનાર છે, અને વિકટ વાદળની ઘોર તિમિરયુક્ત છાયામાંથી, ઝળહળતા નિર્ભય વાતાવરણમાં લઈ જનાર છે. તેથી તેમના લેખો પુસ્તકરૂપે પ્રાપ્ત થાય એવી પ્રબળ ભાવના જાગી ઉઠી. પરિણામે શ્રીઇષ્ટના સંકેતથી સુજ્ઞ સાધક બંધુ ડૉ૦ પુંજાલાલ તથા શ્રી ચુનીભાઇ દેસાઇ એમણે 'વિચારરત્નરાશિ'નો એક લેખ પુસ્તકરૂપે પ્રકટ કરી શ્રેયસ્સાધકોને વાંચન મનન અર્થે ભેટ

આપવા નિર્ણય કર્યો અને તે અર્થે જોઇતી પ્રવૃત્તિ આદરી. અતિ ખેદજનક પ્રસંગ એટલો જ છે કે તે બન્ને બંધુઓએ થોડા જ સમય પુર્વે પોતાનો સ્થૂલ દેહ છોડીને શ્રીઇષ્ટના પરમ શ્રેયસ્કર ચરણપ્રતિ પ્રયાણ કર્યું છે. પરંતુ તેમના આત્માને આ ગ્રંથની પ્રસાદી, તેમની અંતિમ ઇચ્છાનુસાર, આપ્તબંધુઓને વહેંચાતાં અપૂર્વ શાંતિ મળશે એ નિઃસંશય છે.

ડૉ૦ પુંજાલાલભાઇના સુપુત્રોએ આ પુસ્તકનો સઘળો ખર્ચ ઉપાડી લીધો છે. અને તે પુસ્તકોની વહેંચણી, શ્રી. શ્રેયસ્સાધક મંડળના હસ્તક સોંપવામાં આવી છે.

શ્રી. વિશ્વવંદ્યના સ્થૂલ તનુને વિલાયાને આજે તેત્રિસ વર્ષ વીતી ગયાં છે, અને શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના તિરોધાનને પણ સાતમું વર્ષ ચાલેછે, તેથી **આવા સતકાર્યના નિર્વહણમાં હવે વિલંબનું અનુચિતપણું વિચારી, આ કાર્ય વહેલું ઉકેલવામાં આવ્યું છે, અને જે સ્થળે જેમના તરફથી આવું કાર્ય હવે આરંભાય તે સ્તુતિપાત્ર છે. સમય વીતતાં સાધકોએ, આ જ્ઞાનના અખૂટ ભંડારને ગુપ્ત રહેલો ન રહેવા દેતાં, સત્વર બહાર લાવવાનું એક ઋણ નિવૃત્તિરૂપ પવિત્ર કર્તવ્ય છે, એમ સમજી કાર્ય કરવાનું છે.** તેથી પોતાનું અને પ્રજાનું કલ્યાણ છે. લોક પુનઃ ઉદ્ધારક સાહિત્ય માગે છે. ગુજરાતને પોતાનું ઘણું ધન પાસે પડેલું છે તે દર્શાવવાનું છે. સંશોધન માટે પરદેશી પરકીય ભાષામાં દોડવાની અગત્ય નથી. જ્ઞાનગંગા આપણે આંગણે વહે છે, એ પ્રતીતિ **'વિચારરત્નરાશિ'**ના અભ્યાસકને થયા વિના રહેશે નહિ.

શ્રી. શ્રેયસ્સાધક બંધુઓ અને ભગિનીઓ આ અલ્પ પ્રસાદીથી પ્રસન્ન થશે અને તેનો ઉપયોગ જાતે કરી તેમજ અન્ય અધિકારી-ઓને કરાવી, સદ્દગત બંધુઓના આત્માને સ્નેહાંજલિ અર્પશે એ વિજ્ઞપ્તિસહ પ્રાપ્ત કર્તવ્યમાં પ્રવેશીએ છીએ.

**ગુરૂપૂર્ણિમા સં. ૨૦૦૦.**
**મુંબઇ.**

**શ્રી. શ્રેયસ્સાધક મંડળ.**

પ્રતિદિન ગગનમાં નિત્ય થોડી વાર પણ ઉડ્યા કરો. પૂર્વે કોઈ દિવસ કોઈ મનુષ્ય જેટલે ઉંચે ન ગયો હોય તેટલે ઉંચે જાઓ. પાંખ વિના શી રીતે ઉડીએ, એમ પૂછો છો ? તમારી પાસે કલ્પના નામની અદ્દભુત અને મહા સમર્થ પાંખ છે, એ શું તમે નથી જાણતા ? એ પાંખવડે ક્ષણમાં તમારે સૂર્ય લોકમાં જવું હોય તો તમે જઇ શકો એમ છો; અને બીજી જ ક્ષણે છેક પાતાળમાં ઉતરી જવું હોય તો તમે ઉતરી શકો એમ છો. ત્યારે કલ્પનાવડે શુદ્ધ ચૈતન્યના અપરિમિત આનંદના, નિઃસીમ શાંતિના, અનંત જ્ઞાનના પ્રદેશમાં ઉડો. તે પ્રદેશમાં આવી ત્યાં પાંખો પસારીને પડ્યા રહો. ત્યાં તમારા મનને શાંતિથી રમવા દો. અનંત ચૈતન્યના એ મહોદધિ સાથે એકાકાર થાઓ. તમે જાણે નથી, અને એ જ જાણે છે, એમ ધારો. એ પરમ તત્ત્વની સાથે તમે પણ પરમ તત્ત્વમય થઇ રહો. એ અમર્યાદ સત્ સ્વરુપમાં તમારું મર્યાદાવાળું મિથ્યા અભિમાન ઓગાળી નાંખો. એ તત્ત્વનું જ તમારી વૃત્તિમાં ભાન કરતા કરતા જગત્‌ને વિસરી જાઓ. સમગ્ર જીવનની સાથે, સમગ્ર જ્ઞાનની સાથે, સમગ્ર સામર્થ્યની સાથે, કલ્પનાવડે–વિચારવડે–અભિન્ન થાઓ. પ્રાતઃકાળે શય્યામાં જાગ્રત્ થાઓ, તેવા જ આ ક્રિયા કરો. રાત્રે નિદ્રામાં પ્રવેશો તે પૂર્વે આ ક્રિયા કરો, દિવસે જ્યારે જ્યારે અનુકૂળતા મળે ત્યારે આમ કરો. પ્રત્યેક પ્રસંગે દશ મિનીટ અથવા પા કલાક આ ક્રિયામાં ગાળો. તમે નવા જ્ઞાનથી, નવા સામર્થ્યથી, નવા આનંદથી યુક્ત થઇને ગગનમાંથી નીચે આ પૃથ્વીઉપર આવશો.

**શ્રી વિશ્વવંદ્ય**

॥ ॐ શ્રીઁ ॥

# વિચારરત્નરાશિ

પ્રાતઃકાલે તમે જાગ્રત્ થાઓ છો કે તરત જ શું તમે હૃદયમાં અંતર્યામી ઇશ્વરપ્રતિ દૃષ્ટિ નાંખો છો? તમારા આત્મારૂપ આ પરમેશ્વર પાસે શું તમે ખરા મનથી દીનપણે થોડી ક્ષણે એકાગ્ર થઈ યાચો છો કે આજે પુનઃ નિદ્રાવશ થતા સુધી સર્વ ક્રિયાઓમાં મને શુદ્ધ મતિ તથા શુદ્ધ જ્ઞાન આપજે? શું તમે નથી જાણતા કે આ પ્રમાણે પ્રાતઃકાલમાં નિત્ય હૃદયસ્થ ઇશ્વરનું સાહાય્ય યાચવાથી પ્રત્યેક શુભ ક્રિયામાં આપણને દૈવી સાહાય્ય પ્રાપ્ત થાય છે? શું તમે નથી જાણતા કે હૃદયમાં રહેલા આપણા આત્મસ્વરૂપપ્રતિ અભિમુખ થઈ નિત્ય પુનઃ પુનઃ આ પ્રમાણે યાચના કરતાં શાંતિ, સુખ, આનંદ, બળ, સામર્થ્ય અને દૈવી શકિતઓ મનુષ્યને પ્રાપ્ત થાય છે? શું તમને એ વાર્તા અજ્ઞાત છે કે મનુષ્યો આ પ્રમાણે હૃદયમાં નિત્ય ઉંડા ઉતરી ખરી ભકિતથી પોતાના સ્વસ્વરૂપ ઇશ્વર પાસે શુદ્ધ જ્ઞાન તથા શુદ્ધ મતિની યાચના નથી કરતા, તેથીજ તેમને સર્વ પ્રકારનાં દુઃખો સર્વ પ્રકારના કલેશો, અને સર્વ પ્રકારની વિપત્તિઓ પ્રાપ્ત થાય છે? નિત્ય પ્રાતઃકાલમાં જાગ્રત્ થતાંની સાથે જ હૃદયમાં ઉતરો અને શાંતિથી પૂર્ણ પ્રેમથી પરમેશ્વરના સંબંધને સેવો.

*　　　*　　　*

ભાવિની ચિંતા અને ભય યથાર્થ શ્રેયસ્સાધકને નથીજ. અવિહિત માર્ગે વર્તનારનેજ ભય, ચિંતા, અને થથરાટ હોય છે. શ્રેયસ્સાધક પોતાના હૃદયમાં રહેલા ઈશ્વરથી શુદ્ધ મતિ તથા જ્ઞાનને પ્રાપ્ત કરી સર્વદા શુદ્ધ માર્ગેજ વહન કરતો હોય છે, અને તેથી તેને ભય કે ચિંતાનો સંભવ જ ક્યાં છે ? પુનઃ પુનઃ હૃદયમાં વળી ઇશ્વરના અભિમુખ થઇ શુદ્ધ મતિને પ્રાપ્ત કરો. શુદ્ધ મતિ પ્રાપ્ત થતાં સર્વદા શુભ ક્રિયાજ સેવાય છે. અને શુભ ક્રિયાનું ફળ સર્વદા સુખ જ છે. ભય અને દુઃખથી તરવાનો, ભાવિની ચિંતાથી ઉગરવાનો એ જ સરળ ઉપાય છે.

*　　　　　*　　　　　*

બ્રહ્મસદન અથવા બ્રહ્મલોક ક્યાં છે ? વૈકુંઠ ક્યાં છે ? સ્વર્ગ ક્યાં છે ? જો તમને અનુભવતાં આવડે, તો તમારા હૃદયમાં છે. જો તમને પ્રાપ્ત કરતાં આવડે તો આ ભૌતિક શરીરમાં જ, બ્રહ્મસદનના સુખનો તમને અનુભવ થવાનો સર્વ સંભવ છે. સ્વર્ગનાં કે વૈકુંઠનાં દર્શન કરવા, મરણ પામવાની અગત્ય નથી. તમારા જીવનની પ્રત્યેક ક્ષણે, પ્રત્યેક ઘટિકાએ, પ્રત્યેક પ્રહરે તમે સ્વર્ગસુખનો અનુભવ કરવા સમર્થ છો. અંતઃકરણની સ્થિતિ ફેરવો, અને તમારૂં શરીર, તમારૂં ઘર, તમારૂં નગર, તમારો દેશ, બ્રહ્મલોક થઇ રહેશે. તમે પોતે દેવ થશો, અને મનુષ્ય માત્ર તમને દેવરૂપે દૃષ્ટિએ આવશે. મનુષ્યો ખરાબ નથી, તમારૂં ગામ ખરાબ નથી, દેશ ખરાબ નથી, કાળ ખરાબ નથી. તમારૂં અંતઃકરણ વિકારી છે. અંતઃકરણને ફેરવો, સર્વત્ર કલ્યાણ વિના અન્ય કંઈ દૃષ્ટિએ આવશે નહિ. વૃત્તિઓને જગદાકાર, પદાર્થાકાર, વિષયાકાર કરો; બ્રહ્મસદન તમારાથી કરોડો યોજન દૂર છે. વૃત્તિઓને ઈશ્વરાકાર કરો, હૃદયમાં રહેલા તમારા આત્માકાર કરો, ચિન્મય કરો, બ્રહ્મસદન તમારા આંગણામાં, તમારા ઘરમાં પ્રકટેલું

જણાશે. હૃદયમાં વર્તતા વિષયોનાં ચિંતનો ત્યજી, ચિતિશક્તિનું ચિંતન કરો, તમે તત્કાળ દેવ થશો. તમે દેવ છો જ. શા માટે તમારૂં દેવત્વ, ઈશ્વરત્વ જોતાં, તેનું ચિંતન કરતાં સંકોચાઓ છો, ભય પામો છો. નેત્રને જગત્ ભાસે ત્યાં ત્યાં તેને બ્રહ્મ જોવાનો અભ્યાસ પાડો. અન્ય ઇંદ્રિયોને જ્યાં જ્યાં જડ દુઃખ અને અસત્નું ભાન થાય ત્યાં ત્યાં તેમને બળાત્કારથી ચિત્ સુખ અને સત્ જોવાનો અભ્યાસ પાડો. બ્રહ્મસદન તમારી સમીપ છે. અંતર્ અને બાહ્ય, ઉંચે તથા નીચે, ચતુર્દિશામાં અને ચતુષ્કોણમાં તમારા આત્મસ્વરૂપ વિના અન્ય શું છે જે ભ્રમમાં અને ભયમાં પડી વૃથા છળી મરો છો? સત્વર ચેતો. સર્વત્ર બ્રહ્મ છે. તમે બ્રહ્મ છો, અમે બ્રહ્મ છીએ. પ્રાણીપદાર્થ સર્વ બ્રહ્મ છે. આ જ વિચારને અખંડ જાગ્રત્ રાખો. અન્ય વિચારને સ્ફુરવા ન દો. તમે બ્રહ્મસદનમાં સ્થિત છો. તમે બ્રહ્મસદનના અધિપતિ છો.

*    *    *

પોતાના દોષો જોવા, એ લાભકારક છે. પરંતુ વારંવાર પોતાના દોષોનું ચિંતન કરવું, અને તેમ કરીને પોતાનો વારંવાર તિરસ્કાર કરવો એ લાભકારક નથી. પોતાના દોષો અને દુર્ગુણોનો વારંવાર વિચાર કરવાથી લાભ થવાને બદલે હાનિ થાય છે, કારણ કે જે સમય ઉત્તમ પ્રકારના શુદ્ધ વિચારમાં અથવા તત્ત્વવિચારમાં જવો જોઇએ, તે સમય દોષચિંતનમાં જાય છે. દોષનું ચિંતન કંઇ લાભ કરતું નથી, પણ તત્ત્વનું જ ચિંતન લાભ કરે છે, તેથી દોષોનાં ચિંતનમાં વૃથા કાળ ન ગાળતાં બુદ્ધિમાન્ મનુષ્યે તત્ત્વવિચારમાં જ કાળ ગાળવો યોગ્ય છે. પોતાના દોષોનો વારંવાર વિચાર કરવાથી ગ્લાનિ, આત્મધિક્કાર વગેરે પ્રકટે છે, તેથી હૃદય સંકોચાય છે. અને તેના પરિણામમાં જો તત્ત્વવિચાર કરવામાં ઉત્સાહ પ્રકટતો નથી,

અને પ્રયત્ન થતો નથી, તો મનુષ્યની ક્રમે ક્રમે ઉન્નતિ થવાને બદલે અવનતિ જ થાય છે. દોષો ત્યજવા માટે ક્વચિત્ ક્વચિત્ પોતાના દોષો જોવા, એ ઠીક છે, પરંતુ વારંવાર તેમાં નિમગ્ન રહેવું, એ દુર્બળતા આણનાર છે, અને પુરૂષાર્થમાં જોડનાર જે ઉત્સાહ તેનો લય કરનાર છે.

* * *

તમારો ઇચ્છેલો અર્થ તમે ધારો છો તે કરતાં વધારે સત્વર તમને મળવાનો સંભવ હોય છે. પૂર્ણ શ્રદ્ધાને રાખી, તમારા હૃદયમાં રહેલા તમારા આત્મસ્વરૂપપ્રતિ પ્રેમને વધારતા જાઓ, અને નિષ્ફળતાનો કોઇ ક્ષણે પણ વિચાર કરશો નહિ. અલ્પ સમયમાં સિદ્ધિ મળેલી તમે અનુભવશો.

* * *

પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું, એથી શ્રેષ્ઠ કર્તવ્ય આ વિશ્વમાં મનુષ્યોનું અન્ય કોઇ નથી. એવો એકે પણ અર્થ નથી કે જે આત્મસ્વરૂપનું જ્ઞાન થતાં પ્રાપ્ત ન થાય. આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ એકજ છે, અને તે એજ છે કે સર્વ બાહ્ય પદાર્થોનું ચિંતન પરિત્યજી પોતાના હૃદયમાં વૃત્તિઓને એકાગ્ર કરવી. હૃદયના મધ્યબિંદુમાં વૃત્તિની સ્થિતિ, એ સર્વ ભયથી મુકત કરનાર છે. હૃદયના મધ્યબિંદુમાં વૃત્તિની સ્થિતિ એ અજ્ઞાન માત્રનો ઉચ્છેદ કરનાર છે. હૃદયના મધ્યબિંદુમાં વૃત્તિની સ્થિતિ, એ જ્ઞાન માત્રનું ઉત્પત્તિસ્થાન છે. હૃદયના મધ્યબિંદુમાં વૃત્તિની સ્થિતિ એ ઐશ્વર્ય માત્રને અર્પનાર છે.

* * *

જેમ જેમ મનુષ્ય પોતાના હૃદયના મધ્યમાં રહેલા પોતાના આત્મસ્વરૂપની અધિક અધિક સમીપ આવતો જાય છે, તેમ તેમ તે

અધિક અધિક નિર્ભય થતો જાય છે, અને જેમ જેમ તે હૃદયના મધ્ય બિંદુથી દૂર, આ દશ્ય વિષયપ્રતિ જતો જાય છે, તેમ તેમ તે અધિક ભયને પ્રાપ્ત થતો જાય છે. જેમ જેમ મનુષ્ય પોતાના હૃદયના મધ્ય બિંદુની નિકટ આવતો જાય છે, તેમ તેમ વ્યાધિ અને મૃત્યુથી દૂર જતો જાય છે. અને જેમ જેમ તે પોતાના હૃદયના મધ્ય બિંદુથી દૂર જતો જાય છે, તેમ તેમ તે વ્યાધિ અને મૃત્યુની સમીપ આવતો જાય છે.

*　　　　*　　　　*

કેટલાક મનુષ્યો દુઃખથી બીહે છે, કેટલાક રોગથી બીહે છે, કેટલાક વૃદ્ધાવસ્થાથી બીહે છે, કેટલાક મૃત્યુથી બીહે છે, કેટલાક નિર્ધનતાથી બીહે છે, કેટલાક ચોર, શત્રુ, સાપ, વીછીં વગેરેથી બીહે છે, કેટલાક દુર્ગુણ, દોષ અને પાપથી બીહે છે. કેટલાક પોતાની ઓછી આવડતથી બીહે છે, કેટલાક ભવિષ્યમાં આવનારી અણધારી વિપત્તિથી બીહે છે. ભયનાં આવાં આવાં અસંખ્ય નિમિત્તોની ગણતરી કરવાનું શું પ્રયોજન છે? મનુષ્ય જેમ જેમ પોતાના હૃદયના મધ્ય બિંદુની નિકટ આવતો જાય છે, તેમ તેમ બ્રહ્માંડની અંદરના તથા બ્રહ્માંડની બહારના સર્વ પ્રકારના ભયથી મુક્ત થાય છે. કારણ હૃદયનું મધ્ય બિંદુ—મનુષ્યનું આત્મસ્વરૂપ—નિર્ભયતાનો મહોદધિ છે, ભયરૂપ અંધકારને મધ્યાહ્ન સમયનો સૂર્ય છે.

*　　　　*　　　　*

હૃદયના મધ્ય બિંદુની પ્રાપ્તિ શી રીતે થાય? તેની સમીપ શી રીતે જવાય? વિષયનાં ચિંતન પરિત્યજી હૃદયમાં વૃત્તિ એકાગ્ર કરવાથી. એકાગ્રતા એ જ હૃદયના મધ્યબિંદુને અનુભવવાનો એકજ ઉપાય છે.

*　　　　*　　　　*

એકાંત સ્થળમાં સર્વ વિષયના વિચારો છોડી દેઇ શાંતપણે બેસી હૃદયમાં વૃત્તિઓ સ્થિર કરવાથી ક્રમે ક્રમે એકાગ્રતા સાધી શકાય છે; વૈખરી અને મધ્યમાનાં તોફાનોની પેલી પાર હૃદયનું મધ્ય બિંદુ છે. વિચારોનો ત્યાં અભાવ છે. અપૂર્વ શાંતિ ત્યાં પ્રવર્તે છે. તેને પ્રાપ્ત કરવાને તમે પણ તેના જેવાજ શાંત થાઓ. ઘોંઘાટને છોડી એકાંત સેવો. અંદર ઉતરો. અંદર પણ વિચારોના સૂક્ષ્મ ધ્વનિને બંધ કરો. સર્વ પ્રકારના ધ્વનિ બંધ થતાં, મધ્યબિંદુ કયું છે, તે ઓળખાવવાની અગત્ય રહેશે નહિ.

*　　　*　　　*

હૃદયના મધ્ય બિંદુ સમીપ જતાં કેવાં વિઘ્નો આવે છે તે તમે જાણો છો ? બહારના દેશમાં તમારી વૃત્તિ ફરતી હોય છે, ત્યારે જે અવાજો તમને જરા પણ નડતા નથી, તેવા અવાજો હૃદયમાં ઉતરતાં તમને ક્ષણે ક્ષણે વિઘ્ન કરે છે ઝાડનું હાલવું, કાગડાનું બોલવું, કે મચ્છરનું ગણગણવું, બીજી વખતે તમને કશો પણ વિક્ષેપ કરતું નથી. પણ આવા ક્ષુદ્ર અવાજો, હૃદયમાં ઉતરતાં તમને જાણે તોપના ભડાકા જેવા લાગે છે. કોઇ ધીરે વાત કરતું હોય તો પણ તે તમને તત્કાળ સંભળાય છે, અને તમને તત્કાળ વિક્ષેપ થાય છે. આથી આકળા સ્વભાવવાળા મનુષ્યો ગભરાઇ જાય છે, જાગ્રત્ થઇ અવાજ કરનાર ઉપર ક્રોધ કરે છે. આવો સ્વભાવ એકાગ્રતાને સાધી શકતો નથી.

*　　　*　　　*

ધૈર્યને, સ્થૈર્યને સેવો. પ્રસન્નતાનો, વૃત્તિના સાત્વિક ભાવનો પરિત્યાગ કરો નહિ. બળ વાપર્યાથી એકાગ્રતા થતી નથી. આકુળતા ધરવાથી સંયમ સધાતો નથી. સંયમમાં શાંતિની અગત્ય છે. એકાગ્રતા એ પ્રયત્નનું પરિણામ નથી, પણ શાંતિનું પરિણામ છે. પ્રયત્નથી તમે વૃત્તિને વધારે વિકળ કરો છો. પ્રયત્નની અગત્ય નથી.

શાંત રહો. ચૈતન્યસ્વરૂપપ્રતિ માત્ર પ્રેમને જ સેવો. શીખવ્યે એકાગ્રતા આવડતી નથી. ચૈતન્યપ્રતિની નિષ્ઠા, ભક્તિ, પ્રેમવડે જ આપોઆપ ચૈતન્ય જ, તે કેમ સાધવી તે શીખવે છે.

*　　　　*　　　　*

જગતનું દુ:ખ ઓછું કરવાનો, પોતાના સંબંધમાં આવેલાં અને સંબંધમાં ન આવેલાં મનુષ્યોનું દુ:ખ ઓછું કરવાનો ઉત્તમ માર્ગ કયો છે? શું સભાઓ સ્થાપી લોકોને સુમાર્ગે ચઢવા વ્યાખ્યાનો આપવાં એ છે? અથવા વિવિધ જ્ઞાનના કે નીતિના ગ્રંથો લખવા અને તે દ્વારા લોકોને ઉપદેશવા એ છે? અથવા શું તેમને ધનનું દાન કરવું એ છે? અથવા શું તેમને ધનપ્રાપ્તિના ઉપાય દર્શાવવા એ છે? અથવા શું તેમનાં વ્યાધિનાં દુ:ખો નિવારવાં એ છે? અને આ વિનાના અસંખ્ય ઉપાયો જે પરોપકારી પુરુષો સેવે છે, તે છે? આ સર્વ ઉપાયો કંઈક અંશે દુ:ખ ટાળનાર હોય છે, પરંતુ જગત્‌નું દુ:ખ ઓછું કરવાનો સફળ ઉપાય એથી જૂદો જ છે. આ સફળ ઉપાયનું પાલન કર્યાવિના, ઉપરના વિવિધ ઉપાયોનું પાલન યથેચ્છ ફળને પ્રકટાવી શકતું નથી. પરંતુ આ સફળ ઉપાયનું પાલન તો ઉપરના ઉપાયો ન સેવ્યા હોય તો પણ ફળને પ્રકટાવે છે જ. અને આવો સર્વોત્તમ ઉપાય કયો છે? આ ઉપાય તે અન્ય કોઈ નથી પણ મનુષ્યે પોતે નિરંતર શુદ્ધ વિચાર સેવવા એ છે.

*　　　　*　　　　*

દુ:ખની અને સુખની સર્વ પ્રકારની સ્થિતિઓમાં શુદ્ધ વિચારનું સેવન પોતાનાં અને પરનાં દુ:ખ ટાળવા જેટલું સમર્થ હોય છે, તેટલું અન્ય કોઈ નથી. નિરંતર પ્રસન્નતાનુ રક્ષણ કરવું, ગમે તેવા ક્લેશના પ્રસંગો આવે છતાં પોતાની સ્વભાવસિદ્ધ પ્રસન્નતાનો ત્યાગ ન કરવો, પ્રાણીમાત્ર ઉપર પ્રેમથી જોવું, અને તેમનુ સર્વદા હિત

ઇચ્છવું, દ્વેષના, ઇર્ષ્યાના, ક્રોધના અને એવાજ બીજા મલિન વિકારોને અંતરમાં પ્રવેશવા ન દેવા—આ પ્રકારનું વર્તન, એક ગુહામાં, અથવા બંધ કરેલી ઓરડીમાં પણ મનુષ્ય જો કરે છે, તો તે આ જગત્નાં દુઃખોને સર્વદા ઓછાં કરે છે. આવા શુદ્ધ વિચાર અને વર્તનવાળા મનુષ્યો જ પોતાના વર્તનની મધુર સુવાસથી આ જગત્માં વ્યાપેલી દુઃખની દુર્ગંધને ન્યૂન કરે છે.

* * *

જેમનાં અંતઃકરણ અયોગ્ય વિચારરૂપી પિશાચને નૃત્ય કરવાની શ્મશાનભૂમિ હોય છે, જેઓ પ્રાણિમાત્ર ઉપર પ્રેમ રાખતા નથી, જેમનાં મન ક્રોધથી તપેલાં હોય છે, જેમની વાણી કૂહાડાના ઘાની પેઠે શ્રવણ કરનારના હૃદયને ભેદે છે, જેઓ ચિંતા અને શોકથી વ્યાકુલ હોય છે, જેઓનાં મુખ નિરંતર ચઢેલાં રહે છે, જેઓ અયોગ્ય વર્તન કરનાર ઉપર પણ સૌમ્ય તથા અમૃતથી ભરેલી પ્રેમવાળી દૃષ્ટિ નાંખી શકતા નથી, તેઓ જગત્નું દુઃખ ટાળવાને માટે ગમે તેવા જ્ઞાનના ઉપદેશો આપે, નીતિનાં મોટાં મોટાં વ્યાખ્યાનો કરે, તો પણ તે સફળ થતાં નથી. તેમના અયોગ્ય વિચાર તથા વર્તનનું એવું તો દુઃખદ વાતાવરણ તેમની આજુબાજુ બંધાય છે કે તેમાં પ્રવેશનારને શાંતિ કે સુખનું ભાન થતું નથી. સાકરથી મિશ્ર કરેલા દુધને ઝેરી સાપ, પોતાના મુખમાં લેઇ અન્યને પીવા આપે તો તેથી શું પીનારને લાભ થવાનો સંભવ હોય છે? નિરંતર અયોગ્ય વિચાર સેવનાર મનુષ્ય પોતાનું અને જગત્નું દુઃખ વધારે જ છે. મળનું ગાડું જ્યાં જ્યાં જાય તે ત્યાં ત્યાં દુર્ગંધને પ્રસારી સર્વને ત્રાસ ઉપજાવે છે. અયોગ્ય વિચારવર્તનવાળો મનુષ્ય સર્વત્ર હાનિને જ ઉપજાવે છે. સુવાસિત પુષ્પની વાટિકા, પોતાના સ્થાનમાં રહ્યા છતાં ચારે બાજુએ સુવાસને પ્રસારી મનુષ્યોને પ્રસન્નતા

પ્રકટાવે છે. શુદ્ધ વિચાર અને શુદ્ધ વર્તનવાળો મનુષ્ય પણ પોતાના સ્થાનમાં રહ્યો છતાં જગત્‌નાં દુઃખો ન્યૂન કરે છે, અને મનુષ્યોને સુખશાંતિના સંભવો આણે છે.

* * *

મનુષ્ય ગમે તે ધર્મ પાળતો હોય અને ગમે તે દેવની ઉપાસના કરતો હોય તો પણ જો તે શુદ્ધ વિચારને સેવતો હોય છે તો તે જગત્‌ના સુખને વધારે છે. એથી ઉલટું ઉત્તમ બ્રાહ્મણના બાહ્યાચાર પાળતાં છતાં, અને પરમાત્માની ઉપાસના કરતો છતાં પણ જો તે પ્રાણિઓનો દ્વેષ કરતો હોય, ક્રોધના વિચારોને હૃદયમાં અવકાશ આપતો હોય, દુષ્ટ વર્તન કરનાર મનુષ્યો ઉપર કરુણા ધરવાને બદલે તેમનો તિરસ્કાર અથવા ધિક્કાર કરતો હોય અને વાણી વડે પ્રિય અને હિતકર વચનો વદવાને બદલે અપ્રિય કઠોર વચનો વદતો હોય તો તે જગત્‌માં દુઃખનો વધારો કરે છે.

* * *

મનુષ્ય ગમે તેવો વિદ્વાન્ હોય, સર્વ શાસ્ત્રમાં પારંગત હોય, સભાઓમાં પોતાના વકતૃત્વથી શ્રોતાઓને આંજી નાંખતો હોય, ઉત્તમ વિદ્વત્તાવાળા ગ્રંથો લખી શકતો હોય, અને રાજદ્વારમાં તથા વ્યવહારમાં કોઈ નિમિત્તથી સન્માનને પામતો હોય તો પણ અયોગ્ય વર્તન થતાં ક્ષમા આપવાનું તથા ભ્રકુટી ચઢાવી ક્રોધનાં વચનો ન વદવાનું જો શીખ્યો ન હોય, અપ્રિય પ્રસંગોમાં પણ પોતાના અંતઃકરણની પ્રસન્નતા ન ત્યજવાનું જો ન શિખ્યો હોય, પ્રાણીમાત્ર ઉપર પ્રેમ રાખવાનું તથા તેમને પોતાના આત્માસમાન જાણવાનું જો શીખ્યો ન હોય, તો તે કશું જ શીખ્યો નથી. તેની વિદ્વત્તા અને તેનું વકતૃત્વ બકરીના ગળાના આંચળની પેઠે નિષ્ફળ છે. કારણ કે અંતઃકરણમાં નિર્મળ અને નિર્વિકાર રહેવામાં જ સર્વ

વિદ્વત્તાનો સમાવેશ થાય છે. પ્રતિકૂળ પ્રસંગોમાં પણ વાયુવિનાના સ્થાનમાં બળતા દીપકની શિખા પેઠે વૃત્તિની નિશ્ચલ પ્રકાશમય સ્થિતિ રાખી રહેવાનું આવડવું, એ જ ખરી વિદ્વત્તા છે. પ્રસન્નતાનું સર્વદા રક્ષણ કરી રહેવામાં જ જ્ઞાનની કે વિદ્વત્તાની કે શાસ્ત્રાભ્યાસની કસોટી છે.

*                    *                    *

વૃક્ષનું મૂલ્ય તેના ઉપર આવતાં ફળથી અંકાય છે. આંબો દશે દિશાએ ફાલ્યો હોય છતાં; તેના ઉપર આવેલી કેરી ખાટી ચીચોડા જેવી હોય તો તે આંબો મનોહર દીસતો હોય તો પણ તેથી શું? શાસ્ત્રાભ્યાસ અને વિદ્વત્તાનું ફળ જો મધુર ન પ્રકટ્યું, તો તે શાસ્ત્રાભ્યાસનો પરિશ્રમ શા અર્થનો? શુદ્ધ વિચારવાળું નિર્મળ પ્રસન્ન અંતઃકરણ તથા તેવું જ વર્તન એ જ શાસ્ત્રાભ્યાસનું ફળ છે. શાસ્ત્રાભ્યાસના વૃક્ષ ઉપર સુવાસવાળું પુષ્પ આવવાને બદલે કંટક ઉગ્યા તો તે શાસ્ત્રાભ્યાસ નિષ્ફળ છે.

*                    *                    *

શું તમે એમ કહો છો કે 'નિરંતર પ્રસન્ન સ્વભાવ રાખવાનો ઉપદેશ કરવો સહેલો છે, પણ તે પ્રમાણે વર્તન રાખવું કઠિન છે? ઘરમાં કર્કશા સ્ત્રી જેને પ્રાપ્ત થઈ હોય, તે પ્રસન્ન સ્વભાવ શી રીતે રાખી શકે? સર્વ પ્રકારની અનુકુળતા હોય ત્યાં પ્રસન્ન સ્વભાવ રાખી શકાય અને પ્રિય વાણી પણ ઉચ્ચારી શકાય. પણ દિવસમાં હજારવાર જ્યાં પ્રતિકૂલ વર્તન જોવામાં આવે ત્યાં પ્રસન્ન સ્વભાવ તે શી રીતે રહી શકે? શું અમે તે કંઇ લાકડાનાં ઢીંગલાં છીએ કે જે ઘરમાં થાય તે આંખો મીચી જોયા કરીએ!' હા, જો સુખ જોઇતું હોય તો લાકડાનાં ઢીંગલાના જેવું, પ્રતિકૂળ પ્રસંગોથી જરા પણ ક્ષોભ ન થાય એવું જ અંતઃકરણ રાખો. પ્રતિકૂળ પ્રસંગોમાં, તમે

२४६८९

પ્રસન્ન સ્વભાવ રાખી શકતા નથી, પણ એ પ્રતિકૂળ પ્રસંગ તમને શાથી પ્રાપ્ત થયો તેનો કોઈ દિવસ તમે વિચાર કર્યો છે? તમને તમારૂં માથું ખાઈ જાય એવી કર્કશા સ્ત્રી શાથી મળી છે? શું બ્રહ્માનો તમે કોઈ અપરાધ કર્યો હતો કે તેમણે તેની સાથે તમારૂં પાનું પાડયું? કર્કશા સ્ત્રી અથવા જેટલા જેટલા આપણને જણાતા પ્રતિકૂળ પ્રસંગો આપણને પ્રાપ્ત થાય છે એ આપણે પોતેજ આપણાં પોતાનાં કૃત્યોથી આપણી મેળે પ્રાપ્ત કરી લીધા છે. આપણે તેને પાત્ર હતા માટે જ તે આપણને મળ્યા છે. તે આપણને ઈશ્વરે કે કોઈએ, આપણી તે પ્રસંગોને માટે પાત્રતા ન છતાં જુલમથી આપણી કોટે બાંધી દીધાં નથી. પરંતુ તે પ્રસંગો માટે આપણો અધિકાર હોવાથી તેમાં આપણે સ્થપાયા છીએ. જેમ પહેલી ચોપડીને લાયક વિદ્યાર્થીને શિક્ષક પહેલી ચોપડીમાં બેસાડે છે, અને સાતમી ચોપડીને લાયક વિદ્યાર્થીને સાતમીમાં બેસાડે છે, તેમ આ જગત્‌માં વિશ્વ-વ્યવસ્થાપક સત્તા આપણી યોગ્યતાના પ્રમાણમાં અનુકૂળ તેમજ પ્રતિકૂળ પ્રસંગોમાં આપણને મૂકે છે. પહેલી ચોપડીનો વિદ્યાર્થી પ્રસન્નતાથી પહેલી ચોપડીનો અભ્યાસ ન કરી, પોતાની ચોપડી તથા પાટી પછાડે અને અસંતોષ બતાવી આખો દિવસ પોતાને પ્રાપ્ત થયેલા અભ્યાસવિરુદ્ધ ટકટકારો કર્યા કરે તો તેને આગળ વધવાનો અને સાતમી ચોપડીમાં જવાનો કદી પણ સંભવ આવતો નથી, તેમ કર્કશા સ્ત્રી અથવા એવાજ પ્રતિકૂળ પ્રસંગો, વિશ્વવ્યવસ્થાપક સત્તાએ જેમને તેમની યોગ્યતા પ્રમાણે આપ્યા હોય છે, તેઓ પ્રસન્નતાથી તે પ્રસંગોથી નિર્વાહ ન કરતાં આખું આયુષ્ ધમપછાડા કરે છે, તથા નિરંતર ચીડીયાં કરી પોતાને સીતા કે દમયંતી જેવી અનુકૂળ સ્ત્રી ન મળવા માટે પરિતાપ કર્યા કરે છે, તેઓનો ઉંચી વસ્તુઓ મેળવવાનો અધિકાર કિંચિત્ પણ વધતો નથી. તેઓ હોય છે ત્યાંના

ત્યાં જ રહે છે, અથવા ક્વચિત્ નીચા પણ પડે છે.

*   *   *

સર્વ પ્રકારના અનુકૂળ તથા પ્રતિકૂળ પ્રસંગોમાં પ્રસન્નતાવાળો સ્વભાવ રક્ષી રહેવાથી સર્વદા અધિકારની વૃદ્ધિ થાય છે, અને પ્રસન્ન સ્વભાવના પ્રકાશમય કિરણોથી પ્રતિકૂળ પ્રસંગોનો અંધકાર નષ્ટ થવાનો સંભવ રૂપ છે.

*   *   *

ચિંતા, ભય, નિરાશા, શોક, ક્રોધ, ચીડીયાપણું, અસંતોષ, જેનાં તેનાં છિદ્રો જોવાનો સ્વભાવ, પ્રાણીઓનો દ્વેષ, વગેરે વિકારો અપ્રસન્નતાને ઉત્પન્ન કરનાર છે. આ સર્વ અશુદ્ધ વિચાર ગણાય છે. જે હૃદયમાં એ હોય છે ત્યાં સુખ નથી હોતું અને જે હૃદયમાં એ નથી હોતા, અર્થાત્ જ્યાં પ્રાણિમાત્ર ઉપર પ્રેમ હોય છે, જ્યાં ઈશ્વર ઉપરની દૃઢ શ્રદ્ધાથી ચિંતા તથા ભયનો અભાવ હોઇ નિશ્ચિતપણું તથા નિર્ભયતા હોય છે, જ્યાં પરમેશ્વરનો આશ્રય ગ્રહણ કરવાથી ભવિષ્યમાં સર્વદા સુખ થવાના દૃઢ સંભવના અનુમાનથી આશા તથા ઉત્સાહ વર્તતા હોય છે, જ્યાં ઈશ્વરરૂપ મહા સંપત્તિને સર્વદા હૃદયમાં પોતાની અતિ નિકટ માનવાથી તથા અનુભવવાથી કોઇ પણ તુચ્છ પદાર્થની હાનિથી શોકનો અભાવ હોય છે, જ્યાં સર્વત્ર બ્રહ્મભાવના સ્વીકારાયલી હોવાથી જ ક્રોધ કરવા યોગ્ય પ્રાણીપદાર્થ દૃષ્ટિએ ન પડવાથી સર્વદા અક્રોધવાળી શાંત સ્થિતિ હોય છે, જ્યાં વિભવોનું મૂળ ઈશ્વરતત્ત્વ એજ પોતાનું આત્મસ્વરૂપ છે, એવો નિશ્ચય થયેલો હોવાથી અમુક પદાર્થ મને અપ્રાપ્ત છે, એવું ભાન થવાનો અસંભવ હોવાથી સર્વદા સંતોષ વર્તતો હોય છે, જ્યાં દોષ એ પણ પરમાત્મસત્તાનો વિવર્ત હોવાથી અધિષ્ઠાનથી ભિન્ન ન જોવાનો અભ્યાસ સિદ્ધ થયેલો હોવાથી દોષ જોવાનો પ્રયત્ન થતો

નથી, અને આ પ્રમાણે જ્યાં નિરંતર શુદ્ધ વિચાર જ વર્તતા હોય છે, ત્યાં સર્વદા સુખ—કલ્પનામાં પણ ન આવે એવું નિરતિશય સુખ—જ હોય છે.

*　　　*　　　*

આવા શુદ્ધ વિચાર સેવવાનું કાર્ય તમને અત્યંત કઠિન જણાય છે? તો સુખને પ્રાપ્ત કરવાની અને દુ:ખને ટાળવાની આતુર ઇચ્છા તમને પ્રકટી નથી. તમને દુ:ખ અને સંતાપ જ પ્રિય છે. ભલે તમારા પ્રિય પદાર્થોનો અનુભવ કર્યા કરો. તેથી ત્રાસ આવે, સુખને શોધવા ખરી આતુરતા પ્રકટે—જેને સત્શાસ્ત્ર મુમુક્ષુતા કહે છે, તેનો તમારામાં ઉદય થાય ત્યારે—આ શુદ્ધ વિચારને સેવજો. ત્યારે આ શુદ્ધ વિચાર સેવવાનું કાર્ય જેને આજે તમે કઠિન કહો છો, તે તેવું નહિ ભાસે. કારણ એક મરણીયો જેમ હજારને ભારે છે, તેમ તમારી આતુર ઇચ્છા, સમગ્ર વિઘ્નો, સમગ્ર કઠિનતા પગતળે રોળી નાખવા સમર્થ છે. આજે પણ છે, પણ તમે તે જાણતા નથી. પોતાના સામર્થ્યમાં અચલ શ્રદ્ધાથી, ઉચ્ચ અભિલાષાથી, દૃઢ નિશ્ચયથી અને તદનુકૂલ પ્રયત્નથી મનુષ્યને કોઇ પણ કાર્ય કઠિન નથી. અને આતુર ઇચ્છા જે હૃદયમાં પ્રકટે છે ત્યાં આ સર્વ આપોઆપ આવી મળે છે. આતુર ઇચ્છા પ્રકટતાં જે સ્થિતિને તમે અનેક જન્મવડે પણ પ્રાપ્ત કરવી દુર્લભ માનો છો, તે સ્થિતિ આ જ જન્મમાં, વર્ષ છ માસમાં તમને પ્રાપ્ત થવાનો સંભવ આવે છે.

*　　　*　　　*

ઇચ્છાને મારવાની નથી પણ કેળવવાની છે. જેઓ ઇચ્છાને મારવાનો ઉપદેશ કરે છે તેઓ જીવનનો નાશ કરવા ઉપદેશ કરે છે. ઇચ્છા મારવાનો પ્રયત્ન સફળ થતો નથી, કારણ ઇચ્છા ચૈતન્યમય છે. મનુષ્યમાંથી ઇચ્છા ઉપાડી લેતાં તેની ઉન્નતિનાં સર્વ દ્વાર બંધ

થઇ જાય છે. ઉન્નતિના અગ્નિરથને મહા વેગથી ચલાવનાર ઇચ્છા, એ વરાળ છે. ઇચ્છાના વેગના પ્રમાણમાં જ ઉન્નતિ હોય છે. જ્યાં ઇચ્છા મંદ હોય છે ત્યાં ઉન્નતિનો વેગ રવશાયા ગાડા જેવો હોય છે. જ્યાં ઇચ્છા તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ હોય છે ત્યાં ઉન્નતિનો વેગ વિદ્યુતના વેગ જેવો હોય છે. વ્યવહારનાં પણ મંદ ઇચ્છાવાળા મનુષ્યો વ્યવહારના ઉત્તમ સુખોથી ભ્રષ્ટ રહે છે, અને તીવ્ર ઇચ્છા-વાળા મનુષ્યો જ ઉન્નતિના શિખરે સ્થપાય છે.

*　　　　*　　　　*

ઇચ્છા દુ:ખદ નથી, પણ ઇચ્છાનો અયોગ્ય માર્ગે વહેતો પ્રવાહ દુ:ખદ છે. ઇચ્છાને મારવાની નથી, ઇચ્છાનો રોધ કરવાનો નથી, પણ ઇચ્છાનો અયોગ્ય માર્ગે વહેતો પ્રવાહ રોકવાનો છે. આ શાસ્ત્રના રહસ્યને ન સમજી, ઇચ્છાને કેળવવાને બદલે, ઇચ્છાના અયોગ્ય માર્ગે વહેતા પ્રવાહને રોકીને તેને શુદ્ધ માર્ગે વાળવાનો પ્રયત્ન કરવાને બદલે, જેઓ ઇચ્છા ઉપર જ ચોધારૂં ખડ્ગ વાપરે છે, જેઓ પ્રત્યેક પ્રસંગે ઇચ્છાનો શિરચ્છેદ કરવા તત્પર થાય છે, તેઓ ઉન્નતિનાં સર્વ દ્વાર પોતાને હાથે જ પૂરી દે છે. તેઓ હોય છે ત્યાંના ત્યાંજ રહે છે. અગ્નિ ઓલાઇ ગયેલા એંજીનની પેઠે તેઓના મનુષ્ય શરીરના સર્વ સાંચાઓ સાજા છતાં તેઓ ઉન્નતિના માર્ગમાં એક તસુ પણ ચાલવા સમર્થ થઈ શકતા નથી અને આ પ્રમાણે વરાળવિનાનું વરાળયંત્ર, ન ચાલવાથી જેમ કાટ ખાઈ પરિણામે વિનાશને પામે છે તેમ ઇચ્છા વિનાનું મનુષ્યનું શરીર પણ પુરુષાર્થના અભાવે મરણવશ થાય છે.

*　　　　*　　　　*

ઇચ્છાને મારવાનો પ્રયત્ન સ્વભાવિક નથી, પણ અસ્વાભાવિક છે. અને તેથી જ જેઓ, શાસ્ત્રના રહસ્યને ન સમજી ઇચ્છાને

મારવાના અયોગ્ય પ્રયત્નને સેવે છે, તેઓ ઇચ્છાને મારવાનો નિત્ય પ્રયત્ન કરતા છતાં તેમાં જરા પણ સફળ થતા નથી. ઇચ્છાને મારવાની તેઓ વાતો કરતા છતાં, તેઓના અંતઃકરણમાં તેઓ હજારો અને લાખો ઇચ્છાના ફણગા ફુટતા જુએ છે. સહદેવનું માથું કાપવાનો પ્રયત્ન કરતાં જેમ બળરામે જ્યાં જ્યાં સહદેવનું રુધિર પડયું ત્યાં ત્યાં બીજા સેંકડો અને હજારો સહદેવ પ્રકટ થયેલા જોયા હતા, તેમ ઇચ્છાનો નાશ કરવા જતાં, આ મનુષ્યો અન્ય સેંકડો અને હજારો ઇચ્છાઓ પોતાના અંતઃકરણમાં પ્રકટ થયેલી અનુભવે છે. જે ઇચ્છાને તેઓ મરેલી જાણે છે તે ઇચ્છાઓ પુનઃ પ્રસંગ પ્રાપ્ત થતાં જેમ દમયંતીના હસ્તનો સ્પર્શ થતાં મરેલાં મત્સ્ય સજીવન થયાં હતાં, તેમ તેઓ સજીવન થયેલી અનુભવે છે. કારણ ઇચ્છા મારવી એ અસ્વાભાવિક છે. અને આવા અસ્વાભાવિક પ્રયત્નમાં ઇચ્છા ન મરતાં મનુષ્ય પોતે જ મરે છે.

*　　　*　　　*

ઇચ્છાને મારવાની અગત્ય નથી, પણ તેને યોગ્ય માર્ગમાં વાળવાની અગત્ય છે. બાળક બહુ રમતીયાળ હોય તો તેની રમવાની ઇચ્છાને રોકવાની અગત્ય નથી, પણ તેની ઇચ્છાને રમત કરતાં અન્ય વધારે સુંદર વિષય આપીને તેમાં તેને જોડવાની અગત્ય છે. જેઓ બાળકની ઇચ્છાને વધારે સુંદર વિષયો આપીને, તે રમતની ઇચ્છાના પ્રવાહને અન્ય માર્ગે વાળવાનો પ્રયત્ન ન કરતાં, તેને ધાકથી કે મારથી રોકવાનો પ્રયત્ન કરે છે, તેઓ બાળકને રમત ખોટી છે એવું કદી સમજાવી શકતા નથી. આ માર અને ધાકથી રોકેલી બાળકની રમવાની ઇચ્છા પ્રસંગ પ્રાપ્ત થતાં પુનઃ વેગથી ઉઠે છે, અથવા ચોરી છૂપીથી તે રમે છે. બાળકની રમવાની ઇચ્છાને રોકવાનો આ ઉપાય નથી જ. રમતથી અધિક સુંદર વિષયો આપવા

એ જ બાળકનું રમતીયાળપણું ભુલાવવાનો સફળ અને યથાર્થ ઉપાય છે. ઇચ્છાનો રોધ કરવાની ઇચ્છાવાળા મનુષ્યે પણ આમ જ કરવાનું છે. ક્રમે ક્રમે તેને અયોગ્ય વિષયોમાંથી છોડવી ઉચ્ચ વિષયોમાં જોડવી એટલુંજ કરવાનું છે.

*　　　　*　　　　*

કોઈ પણ અમુક વિષય સારો છે, એવો નિશ્ચય થતાં તેની ઇચ્છા અંતરમાં પ્રકટે છે અને તે પ્રાપ્ત કરવા યોગ્ય છે, એમ જો વૃત્તિમાં દૃઢ થાય છે, તો તેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન સેવાય જ છે. વિષયની પ્રિયતા અથવા યોગ્યતા જ્યાંસુધી દૃઢ સમજાઇ નથી હોતી ત્યાંસુધી જ તેની આતુર ઇચ્છા પ્રકટતી નથી. તમને શુદ્ધ વિચાર સેવવાની આતુર ઇચ્છા ન પ્રકટતી હોય તો તે ઇચ્છા પ્રગટયા વિના તમને શુદ્ધ વિચાર સેવવાનું કામ મહાસાગર તરવાજેવું કઠિન ભાસે એમાં આશ્ચર્ય જેવું કંઈજ નથી. શુદ્ધ વિચાર સેવવાનું કાર્ય તમને અત્યંત કઠિન જણાવનાર અન્ય કોઈ નથી, પણ તમારી દુર્બળ ઇચ્છા છે.

*　　　　*　　　　*

આતુર ઇચ્છા પ્રગટાવો, અને આ શુદ્ધ વિચાર સેવવાનું કાર્ય તમને સરળ જણાશે. પુનઃ પુનઃ વિચારવડે નિશ્ચય કરો કે શુદ્ધ વિચાર સેવવાથી જ સુખની પ્રાપ્તિ થાય છે. અને જેમ કૂવામા જળ હોય છે તો જ હવાડામાં જળ આવે છે, તેજ પ્રમાણે શુદ્ધ વિચાર સેવીને તમે સુખની પ્રાપ્તિ કરી હશે તોજ તમે અન્યને તે સુખ આપી શકશો. તમારા અને જગતનાં દુઃખ ટાળવાનો આજ ઉપાય છે. અન્ય ઉપાય સેવતા હશો તો તે સર્વ ફાંફાં છે. તમે સુખી નથી તો તમે અન્યને શું સુખી કરી શકશો? તમારે જ ખાવાને અન્નનો દાણો નથી ત્યાં તમે આખું ગામ જમાડવાને શું જોઇને કમર બાંધો છો? શુદ્ધ વિચાર સેવો, સુખનો તમારા પોતાનામાં આવિર્ભાવ કરો,

અને આ પ્રમાણે પ્રથમ શ્રીમાન્ થઇ સર્વત્ર સુખની લહાણી કરો.

*　　　*　　　*

ઘણા મનુષ્યો એમ માનતા હોય છે કે અમારાથી પુરુષાર્થ નહિ કરી શકાવાનું અને તે દ્વારા સુખ નહિ મેળવી શકાવાનું કારણ અન્ય કોઇ નથી, પણ અમે જે સ્થિતિમાં મૂકાયા છીએ તે એવી ખરાબ છે કે તેમાં પુરુષાર્થ કરી શકવાનો અને તે દ્વારા સુખ થવાનો સંભવ નથી. અમે જે ઘરમાં રહીએ છીએ તે એવું ખરાબ છે કે તેમાં કરવા ધારેલું કશું થઇ શકે એમ નથી. જો ઘર સારી અનુકૂળતાવાળું હોય તો તેમાં અમે ધાર્યું કરી સુખી થઇએ. કેટલાક માને છે કે અમારી પાસે પૈસા હોય તો અમે પુરુષાર્થ કરી મોટા સિદ્ધ થઇએ. કેટલાક કહે છે કે આ સ્ત્રીપુત્રની અમારે જંજાળ ન હોય, અને તેમનું પોષણ કરવાની ચિંતા ન હોય તો ઇચ્છેલો પુરુષાર્થ કરી અમે તત્કાળ સિદ્ધ થઇએ. આ ઘરની જંજાળમાં અમે પુરુષાર્થ તે શું અમારૂં કરમ કરીએ! કેટલાક સાધન ન સાધવામાં પોતાના રોગો અથવા અશક્ત શરીરનાં બહાનાં બતાવે છે. આમ વિવિધ મનુષ્યો પોતાને ઇચ્છેલું પ્રાપ્ત ન થવામાં વિવિધ કારણોને દર્શાવે છે. શું આ સર્વ કારણો ખરાં છે? વિચાર કરનારને સ્પષ્ટ થશે કે તે સર્વ જ ખોટાં છે. પુરુષાર્થ ન થવામાં, અને તે દ્વારા સુખ પ્રાપ્ત ન થવામાં મનુષ્યનો પોતાનો જ દોષ છે. મનુષ્યને જે જે પ્રતિબંધક સ્થિતિઓ પ્રાપ્ત થઇ છે, તે મનુષ્યે પોતે જ પોતાનાં કર્મવડે પ્રાપ્ત કરેલી છે, તે કોઇએ તેને બળાત્કારથી આપેલી નથી; અને આમ હોવાથી પોતાનાં કર્મવડે પ્રાપ્ત કરેલી અયોગ્ય સ્થિતિને મનુષ્ય પોતાનાજ કર્મવડે ટાળવા સમર્થ છે. જેમ અયોગ્ય કર્મે તેને અયોગ્ય સ્થિતિમાં મૂકયો છે, તેમ શુભ કર્મ તેને શુભ સ્થિતિમાં મૂકશે જ. આથી કરીને આટલું જો ઠીક થાય તો હું આટલું કરૂં,

આટલી આ ઉપાધિ મટે તો હું નિરાંતે પ્રયત્નમાં જોડાઉં, એમ બોલવું, એ મિથ્યા આળસ, પ્રમાદ અને કર્મના નિયમોનું અજ્ઞાન સૂચવે છે. પ્રતિબંધક સ્થિતિ પ્રયત્ન કર્યા વિના એમને એમ તે શા રીતે ટળે? શું આકાશમાં આપણે માટે દેવો ફરતા રાખી મૂકયા છે, જેઓ આપણી દયા લાવી આપણી આ પ્રતિબંધક સ્થિતિ છેદી આપણને મુક્ત કરશે, અને તેથી આપણે મુક્ત થયે નિરાંતે પુરુષાર્થ કરીશું?

* * *

આવું કંઇ જ નથી. આપણે પોતે પ્રયત્ન નહિ કરીએ ત્યાં સુધી આપણું દુઃખ કોઇથીજ ટળી શકવાનું નથી. આપણે પ્રયત્ન કરશું તો જ આપણું દુઃખ ટળે એમ છે. શા માટે ત્યારે અનુકૂળ સ્થિતિ આવવાની વાટ જોયા કરવી? શા માટે આ ક્ષણથી જ આપણે યત્ન ન આરંભવો? આ પ્રકારની વસ્તુસ્થિતિ જાણીને જેઓ અનુકૂળતા આવવાની મિથ્યા વાટ ન જોતાં આ ક્ષણથી જ પ્રયત્નનો આરંભ કરે છે, તેઓ જ ખરા બુદ્ધિમાન છે. તેઓ જ ખરા સાધક છે, તેઓને જ સુખની ખરી આતુર ઇચ્છા છે. આ વિનાના બીજા ભલે પોતાને બુદ્ધિમાન્ માનતા હોય તો પણ તે બુદ્ધિહીન છે. પરમાર્થના પોતાને સાધક માનતા હોય તો પણ તેઓ પરમાર્થના બાધક છે. તેઓને સુખની ખરી આતુરતા નથી, પણ દુ:ખની જ ખરી આતુરતા છે. પ્રયત્ન જ યોગ્ય અથવા અયોગ્ય સ્થિતિને આપનાર હોવાથી, સુખેચ્છકે સુખને અર્થે શુભ પ્રયત્નને અનુકૂળતા ઉપર મુલતવી ન રાખતાં, પ્રાપ્ત અનુકૂળતાપ્રમાણે, આ ક્ષણથી જ સેવવો, એ જ ઘટે છે.

* * *

"પ્રયત્ન કરવામાં શું અનુકૂળતા નથી જોઇતી? હાથપગ બાંધી

લીધા હોય એવી પરાધીન દશામાં હાથપગ હલાવવાનો ઉપદેશ શું યોગ્ય છે? પથારીમાંથી ઉઠીએ ત્યાંથી રાત્રે અગીયાર વાગતાં સુતા સુધી પેટ ભરવાના પ્રયત્નની લાહ્યમાં બળતા હોઈએ, તે બોલાયા વિના, પ્રયત્ન તે ક્યારે કરીએ? અમારે નસીબે આવાં તરીલાં તાણવાનાં આવ્યાં છે, માટે જ કહીએ છીએ કે આ પીડામાંથી પરમેશ્વર કંઈ સારો દહાડો દેખાડે તો કહો એટલે શુભ પ્રયત્ન હમણાં કરીએ!" આવાં વચનો અનેક મનુષ્યો શુભ પ્રયત્ન સેવવાનું કહેતાં બોલે છે, અને પ્રયત્ન કરવાનો પોતાને સમય જ નથી, એમ જણાવી પોતાનું દુઃખનુ ધુંસરૂં તાણ્યા કરે છે. આવાં મનુષ્યોએ સ્પષ્ટ જાણવું જોઈએ કે આવા વિચારો કરી ઉદાસ બેસી રહ્યે પ્રયત્નનો સમય કલ્પાંતે મળવાનો નથી જ. પણ જે સ્થિતિ પ્રાપ્ત છે, તે સ્થિતિમાંથી જ થોડી થોડી અનુકૂળતા કાઢી તે અનુકૂળતામાં શુભ પ્રયત્ન સેવતાં અધિક અનુકૂળતાનો સંભવ આવે છે. મહિને દશ રૂપીઆની આવકવાળો અને એટલા જ રૂપીયાના ખરચવાળો મનુષ્ય, ધનવાન થવા ઇચ્છતો હોય તો તેણે શું કરવું? મહિને ચાર ચાર આના બચાવવા, એ જ એનો ઉપાય છે. અને આમ થોડું થોડું દ્રવ્ય બચતાં, અધિક સંગ્રહ થવા સંભવ આવે છે. પ્રયત્ન કરવાની અનુકૂળતા વિનાના સાધકે પણ એમ જ કરવાનું છે. શૌચનો સમય, સ્નાનનો સમય, ભોજનનો સમય, અને એવા એવા અનેક પ્રસંગોમાં મળતી થોડી થોડી ક્ષણોનો સદુપયોગ કરવાનો છે. કાલે નહિ, પણ આજથી જ કરવાનો છે. એ સમયમાં અંતઃકરણને શુદ્ધ વિચારમાં જોડવાનું છે. અને આ અલ્પ સમયની થોડી ક્ષણોનો સદુપયોગ થતાં, પ્રયત્નમાટે અધિક અનુકૂળતા મળવાનો સંભવ આવે છે. પ્રતિકૂળ સ્થિતિવાળાએ અનુકૂળ સ્થિતિ આણવાનો આ જ ઉપાય છે. લમણે હાથ દેઇ, પોતાને પ્રાપ્ત થયેલી

પ્રતિકૂળ સ્થિતિમાટે રોદણાં રડવા, એ ઉપાય નથી. આશ્ચર્યજેવું એ છે કે આવા મનુષ્યોને આવા રોદણાં રડવા માટે પાર વિનાની અનુકૂળતા મળે છે, પરંતુ શુદ્ધ પ્રયત્ન કરવાનો સમય મળતો નથી!

* * *

પ્રાણિમાત્ર ઉપર પ્રેમ કરવો, એ એક એવું રસાયણ છે કે જે મનના અને પરિણામે તનના સર્વ વ્યાધિઓને મટાડે છે. પ્રાણિમાત્ર ઉપર પ્રેમ ન હોવાથી જ મનના વિવિધ વિકારો ઉત્પન્ન થાય છે. અમુક મનુષ્ય આપણો અપરાધ કરે છે, ત્યારે ક્રોધ થવાનું કારણ તેના ઉપર આપણો સાચો પ્રેમ નથી હોતો એ જ હોય છે. શુદ્ધ પ્રેમથી ગુંથાયેલ મનુષ્યને પરસ્પરના દોષો જોતાં પણ ક્રોધ ઉપજતો નથી. દ્વેષ ઇર્ષા, ભય વગેરે સર્વ વિકારો પણ પ્રાણિમાત્ર ઉપર પ્રેમ ન હોવાનું પરિણામ છે. અને અયોગ્ય વિકારોનું મનમાં વારંવાર પોષણ થવાથી જ સર્વ વ્યાધિઓ ઉત્પન્ન થતા હોવાથી, પ્રાણિમાત્ર ઉપર પ્રેમ કરવાથી અયોગ્ય વિકારો શમતાં, વ્યાધિમાત્ર મટવા સંભવ આવે છે, એ સહજ સ્પષ્ટ થાય છે. એવો કોઇ પણ મનોવિકાર નથી, જે શુદ્ધ પ્રેમથી ન શમે. એવો કોઇપણ વ્યાધિ નથી કે જે શુદ્ધ પ્રેમથી ન મટે. કારણ કે શુદ્ધ પ્રેમ એ ઇશ્વરનું જ બીજું નામ છે. અને જેના અંતઃકરણમાં ઇશ્વર પ્રકટે છે, તેને મનના અને તનના વ્યાધિઓ રહેવા સંભવતા નથી.

* * *

તમે મનના કે તનના કોઈ વ્યાધિથી પીડાતા હો, તો તેનું કારણ શોધવા વૈદ્ય કે ડોક્ટર શોધવા જવાની અગત્ય નથી; અથવા તેનું કારણ શોધવા પુસ્તકોનાં પાનાં ઉથલાવવાની અગત્ય નથી. તમારા અંતઃકરણમાં પ્રાણિમાત્ર ઉપર પ્રેમ નથી, એ જ તેનું કારણ છે. તમારામાં સર્વાત્મભાવના પ્રકટી નથી, એ જ તેનું કારણ છે.

પ્રાણિમાત્ર ઉપર પ્રેમ પ્રકટાવો અને તમારા તનના તથા મનના વ્યાધિઓ શમી જશે.

*    *    *

પ્રાણીમાત્ર ઉપર પ્રેમ સર્વાત્મભાવના પ્રકટ્યાવિના, પ્રકટતો નથી. મારો જેવો આત્મા છે, તેવો જ સર્વનો આત્મા છે, મારામાં જે ચૈતન્ય વિલસે છે તે જ સર્વમાં વિલસે છે, હું જે રૂપ છું, તે જ રૂપ સર્વ છે, આવો નિશ્ચય જેના અંતઃકરણમાં અનેક વિચારથી દૃઢ થયો હોય છે તે જ મનુષ્યમાં સર્વાત્મભાવના પ્રકટે છે અને તે જ મનુષ્ય પ્રાણિમાત્ર ઉપર પ્રેમ કરી શકે છે. જેઓ પ્રાણિમાત્ર ઉપર પ્રેમ કરી શકતા નથી, તેઓને પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન નથી. તેઓને પોતાના આત્મસ્વરૂપ ઉપર પ્રેમ નથી. તેઓ આત્માની, ચૈતન્યની, બ્રહ્મની માત્ર વાતો કરનારા હોય છે. ચૈતન્યને જ જો તેઓ પરમ પ્રેમનો વિષય માનતા હોય, તો જે ચૈતન્ય પ્રાણિમાત્રમાં વિલસી રહ્યું છે, જે ચૈતન્યનો જ આ પ્રાણિમાત્ર ચમત્કાર છે, તે ચૈતન્યના ચમત્કારરૂપ આ પ્રાણિમાત્રનો તેઓ દ્વેષ કરે ? એકને મોટા અને બીજાને નાનો ગણે ? બીજામાં તેઓએ એવું શું જોયું કે જેનો તેઓ તિરસ્કાર અથવા દ્વેષ કરે છે ? જેઓ બીજામાં પણ પોતાનું ચૈતન્યસ્વરૂપ વ્યાપી રહેલું જોઈ શકતા નથી, તેઓને પોતાના ચૈતન્યસ્વરૂપને જોવાનો અધિકાર નથી. પોતાના ચૈતન્યસ્વરૂપને જોવાનો પ્રયત્ન કરી, તેના ઉપર નિરતિશય ભકિત અથવા પ્રેમ કરવાનો પ્રયત્ન કરી, જેઓ અન્યના ચૈતન્યસ્વરૂપનો તિરસ્કાર અથવા દ્વેષ કરે છે, તેઓ પોતાના ડાબા હાથને જમણા હાથથી કાપે છે. તેઓ પોતાના જ ચૈતન્યસ્વરૂપનું હનન કરે છે. તેઓ પોતાના ચૈતન્યસ્વરૂપ ઉપર પ્રેમ કરવાનો પ્રયત્ન કરી અને અન્યના ચૈતન્યનો દ્વેષ કરવાનો પ્રયત્ન કરી ચૈતન્યના અનવધિ સ્વરૂપને પરિચ્છિન્ન કરે છે. તેઓ

અમર્યાદાને મર્યાદાવાળું કરે છે. અને આ મર્યાદાવાળા ચૈતન્યનુ આ હણાયલા ચૈતન્યનું જ્ઞાન, અમર્યાદ બ્રહ્મસ્વરૂપના જ્ઞાનનું નિઃસીમ સુખ તેમને આપી શકતું નથી.

*　　　　*　　　　*

ચૈતન્ય એક સ્થળે ઓછું, અને એક સ્થળે વધારે, એમ છે જ નહિ. રાજામાં કે રંકમાં, સાધુમાં કે પાપીમાં, બાળકમાં કે વૃદ્ધમાં, સ્ત્રીમાં કે પુરુષમાં, એક જ ચૈતન્ય પ્રવર્તે છે. કાળી હાંડીમાં કે ધોળી હાંડીમાં, રાતી હાંડીમાં કે પીળી હાંડીમાં, કાચના ફાનસમાં કે માટીના આચ્છાદનમાં એક જ દીવો પ્રકાશે છે. દીપક ઉપર જેને પ્રેમ છે તેને કાળી હાંડીનો કે રાતી હાંડીના પ્રકાશ ઉપર દ્વેષ કરવાનું શું પ્રયોજન છે? કાળો પ્રકાશ કે રાતો પ્રકાશ શું દીપકનો નથી? અને કાળા પ્રકાશનો કે રાતા પ્રકાશનો દ્વેષ કરતાં શું દીપકનો દ્વેષ નથી થતો? દીપક ઉપર શુદ્ધ પ્રેમને ધરનાર પતંગીયું કાળી હાંડીમાં દીપકને પ્રકટેલો જોઇને તેના ઉપર ઓછો પ્રેમ કરતું અથવા તેનો દ્વેષ કરતું, અને ધોળી હાંડીમાં દીપકને પ્રકટેલો જોઇને તેના ઉપર અધિક પ્રેમ કરતું કદી અનુભવમાં આવ્યું છે? ચૈતન્યના ઉપર પ્રેમવાળા, સર્વાત્મભાવનાવાળા મહાપુરુષો પણ પાપી કે પુણ્યવાન, સાધુ કે અસાધુ સર્વમાં પ્રેમને ધરે છે. કોઇનો દ્વેષ કે તિરસ્કાર કરતા નથી.

*　　　　*　　　　*

ભ્રમર જેમ પુષ્પમાંથી સુવાસને જ ગ્રહણ કરે છે, તેમ સર્વાત્મભાવનાવાળા પુરૂષો દુર્જનોના સંબંધમાં આવવા છતાં તેના ચૈતન્યસ્વરૂપને જ જુએ છે. કાદવમાં ખરડાયલા અથવા કાટથી કટાઇ ગયેલા સુવર્ણના અલંકારમાં બાળક કાદવ કે કાટ જ જુએ છે, પણ સુવર્ણના જ્ઞાનવાળા પુરૂષો તેમાં સોનું જ જુએ છે,

તેમ ન્યૂન બુદ્ધિવાળા મનુષ્યો દુર્જનોનો પ્રસંગ પડતાં તેમાં દુર્જનતાને જ જુએ છે, પણ ચૈતન્યમાં પ્રેમવાળા પુરુષો તેઓમાં પોતાના પરમ પ્રેમનો વિષય જે ચૈતન્ય તે જ જુએ છે. સારગ્રાહી દૃષ્ટિ સર્વદા જ્યાં ત્યાં સારને જ જુએ છે, અસારગ્રાહી દૃષ્ટિ જ્યાં ત્યાં સર્વદા અસારનેજ જુએ છે. અસાર પદાર્થો પણ સારગ્રાહી પુરુષોની દૃષ્ટિતળે આવતાં સારવાળા થઈ જાય છે, અને સારવાળા પદાર્થો છતાં પણ અસારગ્રાહી પુરુષોની દૃષ્ટિતળે આવતાં અસારવાળા થઇ જાય છે. અસાર સરખા જણાતા કોલસાના કચરા જેવા ઉકરડે ફેંકી દેવા જેવા પદાર્થો, સારદૃષ્ટિવાળા જર્મન વિદ્યાભિજ્ઞ પુરુષોને (Scientists) કરોડો રૂપૈયા ઉત્પન્ન કરનાર વિવિધ રંગોથી ભરેલા જણાય છે, રસ્તામાં અથડાતાં ચીંથરા ખાંડથી ભરેલાં જણાય છે અને દુર્ગંધમય મળ, ઉત્તમ સુગંધથી ભરેલો જણાય છે, અને અસારદૃષ્ટિવાળા અનભિજ્ઞ મનુષ્યોને સમગ્ર સુખને આપનાર આર્યતત્ત્વવિદ્યાના ગ્રંથો તથા શાસ્ત્રો સ્વાર્થી બ્રાહ્મણોએ પેટ ભરવા માટે રચેલાં કારસ્થાનો જણાય છે. સારદૃષ્ટિવાળાને અસારજેવું કંઈ જ નથી. અસારદૃષ્ટિવાળાને સારજેવું કંઇ જ નથી. સર્વાત્મભાવનાવાળાને દોષવાળો કોઈજ પ્રાણીપદાર્થ જણાતો નથી. દેહભાવનાવાળાને સર્વ પ્રાણીપદાર્થ દોષથી પરિપૂર્ણ જણાય છે. સર્વાત્મદર્શી સર્વમાં પોતાના આત્માને જોઈને સર્વપ્રતિ પ્રેમ કરે છે, દેહદર્શી સર્વનો દ્વેષ કરે છે. સર્વઉપર પ્રેમ કરવો. એ ચૈતન્યનું લક્ષણ છે. સર્વનો દ્વેષ કરવો એ પોતાનામાં જડ ધર્મને સ્વીકારી બેઠેલા જડમતિ જીવનું લક્ષણ છે.

* * *

વ્યવહારમાં વ્યવહાર કરતી વખતે દોષવાળા મનુષ્યના દોષ જોવામાં આવે છે તેવા પ્રસંગોએ દોષ ન જોવા એમ કહેવાનું તાત્પર્ય

નથી. ખાવાની થાળીમાં આહારના પદાર્થોભેગો કાંકરો આવ્યો હોય તો તેને કાઢી ન નાખતાં ચાવી જ જવો, એવું કહેવાનો આથી ભાવ ગ્રહણ કરવાનો નથી. જે ગ્રહણ કરવાનું અત્રે કહેવાનો પ્રયત્ન થયો છે તે એ જ કે દોષને જોઈ, સર્વાત્મદષ્ટિ કરવાનો પ્રયત્ન કરનારે અંતઃકરણમાં તપાયમાન થવાનું નથી. કાંકરો આવેલા આહારના પદાર્થની થાળીને, કાંકરોમાત્ર જોવાથી, ક્રોધ કરી પછાડી ઉઠવાનું નથી. કાંકરાસાથે અન્ય ખાવા યોગ્ય આહારના પદાર્થોપર પણ દ્વેષ કરી તેમને લાત મારી ઉડાડી દેવાના નથી. કાંકરાને કાઢવાનો માત્ર પ્રયત્ન કરવાનો છે. અને તે પ્રયત્ન પણ ધમપછાડા કરીને કરવાનો નથી. ઘણાં ક્રોધી મનુષ્યો, ભોજનમાં કાંકરો આવવાથી, રસોઇ કરનારને ગાળો દઇને તેનો તિરસ્કાર કરીને, જેમ કાંકરો કાઢી નાંખવાનો પ્રયત્ન કરે છે, તેમ દોષવાળા મનુષ્યોનો ભારે તિરસ્કાર કરીને, દોષ કાઢવાનો નથી. પણ જેમ સદ્વિવેકી ભોજન કરનાર ભોજનમાં કાંકરો આવ્યો હોય, છતાં રસોઇ કરનારને અપમાન ન પહોંચે, તેનું અંતઃકરણ દુઃખાય નહિ તેમ વિવેકથી કાઢી નાખે છે, અને પરોક્ષ રીતે તેને તેની ગફલતનું ભાન થાય તેમ કરે છે, તેવી રીતે કાઢવાનો છે. દોષવાનમાં ગુણનું ભાન કરીને, ગુણને જોઇને, દોષને એવી રીતે ગુણથી આચ્છાદિત કરવાનો છે કે દોષ મટીને ગુણ થઈ જાય. વસ્તુતઃ દોષવાનમાં દોષ આવેલો જણાય છે, તે હેતુપુરઃસર આવેલો હોતો નથી. કોઇ જાણી જોઇને રસોઇમાં કાંકરા નાખતું નથી; અસાવધાનતાથી જ—અજ્ઞાનથી જ—આવે છે અને અજ્ઞાન ક્રોધને, શિક્ષાને દ્વેષને કે તિરસ્કારને કશાને પાત્ર નથી. અજ્ઞાન બહુ બહુ તો કરુણાને પાત્ર છે. અજ્ઞાન જ્ઞાનવડે જિતવાનું છે; શિક્ષા કે ક્રોધથી નહિ જ, શિક્ષા અથવા ક્રોધ એ અજ્ઞાનરૂપી દેવતામાં ઘૃત હોમવા તુલ્ય છે. એથી અજ્ઞાન દ્વિગુણિત

થાય છે. દોષ કરનારમાં અજ્ઞાન હતુંજ, તેમાં ક્રોધ કરનાર નવું અજ્ઞાનનું કાર્ય કરી, અજ્ઞાનમાં વૃદ્ધિ કરે છે. સર્વાત્મદષ્ટિ, પ્રાણિમાત્ર ઉપર પ્રેમદષ્ટિ, અજ્ઞાનરૂપી દેવતાને હોલવનાર જળ છે. અને આમ હોવાથી જ જ્યારે શિક્ષા કરનાર અથવા દંડ દેનાર નૃપતિના સમક્ષ દોષવાનના દોષ દબાતા નથી, તેના અંતઃકરણનું અજ્ઞાન નિવૃત્ત થતુ નથી, ત્યારે સર્વાત્મદષ્ટિવાળા, પ્રાણિમાત્ર ઉપર પ્રેમને ધરનારા મહાપુરુષોના સમીપ દોષવાન્ મનુષ્યોના દોષ દબાય છે. તેના અંતઃકરણનું અજ્ઞાન નિવૃત થાય છે. સર્વાત્મદષ્ટિનો, પ્રાણિમાત્ર ઉપર પ્રેમદષ્ટિનો પ્રભાવ એવો અલૌકિક છે. સર્વાત્મદષ્ટિના અગ્નિની મર્યાદામાં દોષવાન મનુષ્યોના દોષરૂપી ઘાસનાં તણખલાં તત્કાળ ભસ્મ થઈ જાય છે.

* * *

સર્વાત્મદષ્ટિવાળાનો, પ્રાણિઉપર પ્રેમને સેવનારા મનુષ્યનો વ્યવહાર બગડતો નથી. અને બગડે છે, એમ કદાચ સ્વીકારીએ તોપણ વ્યવહાર બગડવા દઈને પણ સર્વાત્મદષ્ટિ સાચવી, પ્રાણિમાત્ર ઉપર પ્રેમ ધરવો, એ જ સદ્વિવેકીનું કર્તવ્ય છે. ધૂમાડો ખાવો પડશે એવી ધાસ્તીથી શું કોઈ રસોઈ કરવા ચુલો નથી સળગાવતું ? શરીરમાંથી ગંધાતો પરસેવો નીકળશે, એવા ભયથી આરોગ્યને આપનાર અને સુદઢ શરીરને કરનાર કસરત શું કોઈ નથી કરતું ? પરમ સુખની સિદ્ધિ સર્વાત્મદષ્ટિથી જ થાય છે. અને તે સિદ્ધ થવામાં વ્યવહાર જેવા લક્ષાધિ તુચ્છ પ્રસંગોનું બળિદાન આપવું પડે તો તેથી શું થયું ? અનુપમ સુખની પ્રાપ્તિઅર્થે પ્રાપ્ત તુચ્છ સુખોનો ભોગ આપતાં, અંતઃકરણના બળવિનાના કાયર મનુષ્યો જ કંપે છે. ધીર વીર પુરુષો તો **देहं पातयामि वा अर्थ साधयामि** એવા અડગ નિશ્ચયથી મેરુના જેવા અચલ હોય છે.

*　　　　*　　　　*

સર્વને પોતાના આત્માસમાન જાણવાથી, સર્વના ઉપર નિઃસીમ પ્રેમ રાખવાથી, વ્યવહાર બગાડવાની જેઓ વાતો કરે છે, તેઓનો વ્યવહાર સર્વના ઉપર નિઃસીમ પ્રેમ ન રાખવાના વર્તનથી તેઓ ધારે છે તેટલો સુધરેલો હોતો નથી. તેઓ વ્યવહારની સર્વોતમ ઉન્નતિને ઇચ્છનારા હોય છે, તોપણ તે ઉન્નતિમાં તેઓ પોતાની ધારણાપ્રમાણે આગળ વધ્યા હોતા નથી. આમ ન થવામાં તેઓ કારણ, કોઇ અન્ય જ કલ્પતા હોય છે, પરંતુ તત્ત્વવિત્ પુરુષો જાણે છે કે તેમની ઉન્નતિ ન થવામાં અન્ય કારણો જેટલાં બળવાન્ પ્રતિબંધ કરનારાં હોય છે તેના કરતાં, પ્રાણિમાત્રમાં પ્રેમ ન પ્રકટવાનું કારણ અત્યંત બળવાન પ્રતિબંધ કરનારૂં હોય છે. સર્વાત્મદૃષ્ટિ વ્યવહાર તથા પરમાર્થ ઉભયને સુધારે છે. પ્રાણિમાત્રને સર્વાત્મદૃષ્ટિવાળો પુરુષ પોતાના આત્માસમાન જાણતો હોવાથી તથા તદનુસાર તેમના ઉપર પ્રેમ રાખતો હોવાથી સર્વ મનુષ્ય પણ તેના ઉપર તેવો જ પ્રેમ રાખે છે, અને તેથી કરીને તેના વ્યવહારમાં તેઓ સર્વદા સાહાય્ય કરે છે. નિર્વૈર વૃત્તિવાળા તે પુરૂષના સર્વ જ મિત્ર હોય છે, તેનો વ્યવહાર બગડવાની શંકા કશા પણ આધારવિનાની છે.

*　　　　*　　　　*

ઘણા મનુષ્યો પોતાને બીજા સર્વ પ્રાણી કરતાં ઉંચા અધિકારવાળા, વધારે વિદ્વાન્ તથા વધારે સમજણવાળા માને છે અને આમ માની તેઓ સર્વને તૃણવત્ લેખે છે. અમે જેવું સમજીએ છીએ તેવું કોઇ જ સમજતું નથી, એવા અભિમાનથી, તેઓ જે જે મનુષ્ય આવે છે, તેમને પોતાનાથી ઓછી સમજણવાળા જણાવવાનો પ્રયત્ન કરે છે. જે સિદ્ધાંતો પોતે નિશ્ચય કરેલા હોય છે, તે સિદ્ધાંતો

સમજવાની જાણે જગત્માં કોઇની શક્તિ હોય જ નહિ, એવું તેઓ માને છે. આવા મનુષ્યો પણ સર્વાત્મદૃષ્ટિવાળા થઈ શકતા નથી. આત્મા અણુ અણુમાં વ્યાપક હોવાથી ગમે તે અંતઃકરણમાં યથાર્થ પ્રજ્ઞા પ્રકટ થવાનો પૂર્ણ સંભવ છે. સમદૃષ્ટિ આત્મા અમુક વ્યક્તિ-ઉપર અનુગ્રહ કરે અને અમુક ઉપર ન જ કરે, એમ છે જ નહિ. અથવા પરમતત્ત્વને સર્વ સમાન છે. જેમ સૂર્ય કસાઇના ઘરમાં પણ પ્રકાશ નાંખે છે, અને ત્રિકાળસંધ્યા કરનાર પવિત્ર બ્રાહ્મણના ઘરમાં પણ પ્રકાશ નાંખે છે, તેમ પરમતત્ત્વ ગમે તે પ્રાણિના અંતઃકરણમાં વિલસી રહ્યું છે, અને તેથી ગમે તે અંતઃકરણમાં ગમે તે સ્થળે, અને ગમે તે કાળે, સામગ્રી મળી આવતાં જ્ઞાન પ્રકટવાનો પૂર્ણ સંભવ છે. શ્રીકૃષ્ણના નિત્ય સંબંધમાં આવનાર અર્જુનને જ્ઞાન થવાનો પૂર્ણ સંભવ હતો, અને આજે શ્રીકૃષ્ણના લીલાતનુનો જેને સંબંધ નથી એવી અન્ય વ્યક્તિઓને જ્ઞાન થવાનો સંભવ નથી, એવું કંઇ જ નથી. અંતઃકરણનો અધિકાર વધવાના સંભવો પરમકૃપાળુ પરમાત્મા સર્વને જ સર્વકાળ આપે છે, અને જેઓ તે સંભવોનો સ્વીકાર કરી અંતઃકરણનો અધિકાર વધારે છે, તેઓને જ્ઞાન ગમે તે કાળે અને ગમે તે દ્વારે હૃદયસ્થ અંતર્યામી ઇશ્વર આપે જ છે. યથાર્થ વિચારથી જોતાં તો પરમેશ્વરની દૃષ્ટિમાં સર્વ જ સમાન છે, તેથી જ્ઞાન થવાનાં સાધનો સર્વને જ તેમણે સમાન રીતે આપ્યાં છે. આ સાધનોનો જેઓ ઉપયોગ કરે છે, તેમને જ્ઞાનનો પ્રબોધ કરનાર શ્રીકૃષ્ણરૂપ મહાપુરુષ, તે મારવાડના રેતીના રણજેવા ઉજડ પ્રદેશમાં રહેતો હોય તોપણ પ્રાપ્ત થાય છે, અને જેઓ ઉપયોગ નથી કરતા, તેમને જ્ઞાનનો પ્રબોધ કરનાર શ્રીકૃષ્ણરૂપ મહાપુરુષ પ્રાપ્ત થયા હોય છે, તોપણ તેઓ જડમતિ જ રહે છે, અને પરિણામે સમયનો સદુપયોગ ન સાધી લેનાર આ મનુષ્યોપાસેથી તે પ્રાપ્ત

મહાપુરુષો પણ અદૃશ્ય થઇ જાય છે.

*　　　*　　　*

તમે જ્ઞાનમાં આગળ વધેલા છો એમ માની બીજા જેઓ નથી વધ્યા તેમનો તિરસ્કાર કરવા, તેમને તૃણવત્ લેખવા તમને શો અધિકાર છે? આંબાઉપર આવેલી સેંકડો કેરીઓમાંથી થોડી પાકેલી કેરીઓને બીજી કાચી કેરીઓનો તિરસ્કાર કરવા શું અધિકાર છે? હું પાકી અમૃત જેવી છું, અને તું ખાટી ચીચોડા જેવીછે, એમ તેનું બોલવું શું કોઈ ઉંચી બુદ્ધિને સૂચવે છે? શું પાકી કેરી થોડા દિવસ પહેલાં ખાટી ચીચોડા જેવી નહોતી? અને પેલી ખાટી ચીચોડા જેવી કેરી શું થોડા દિવસ પછી પાકી અમૃત જેવી મધુર નથી થનાર? ઉત્તમ અધિકારવાળા ઉત્તમ પુરુષો! તમે આજે ઉત્તમ અધિકારમાં આવ્યા છો. પણ એક સમય એવો હતો કે જ્યારે તમે — અજ્ઞાનના કાદવમાં લોટતા હતા; અને જેમને આજે તમે તૃણવત્ જેવા પામર જીવડાં માનીને તિરસ્કાર કરો છો, તેઓ કેટલાક સમય પછી આજે તમે જે સ્થિતિમાં છો તેવી જ અથવા તેથી ઉત્કૃષ્ટ સ્થિતિમાં આવશે જ. તમારું ઉંચી સ્થિતિમાં કે ઉંચા અધિકારમાં આવવું ત્યારે જ સાર્થક છે, કે તે ઉંચા અધિકાર ઉપરથી તમે તમારા પૂર્વના નીચા અધિકારનું સ્મરણ કરી નીચા અધિકારવાળાનો તિરસ્કાર કે દ્વેષ ન કરો ત્યારે. ઉંચા અધિકારમાં આવી તમે નીચા અધિકારવાળાને તુચ્છકારી કાઢી તમારા ઉંચા અધિકારને વધારે ઉંચો થતો અટકાવો છો. પ્રાણિમાત્ર ઉપર સ્નેહ કરો. જેને તમે પાપી ગણો છો. તે પાપી નથી. તેના ઉપર માત્ર અજ્ઞાનનું આવરણ છે. અજ્ઞાનનું આવરણ દૂર થતાં તે અને તમે ભિન્ન નથી. વાદળાની તળે તેજસ્વી ભાનુ પ્રકાશે છે. રાખની તળે પ્રકાશિત અગ્નિ ઝગઝગે છે. વાદળોને જોઈ, વાદળામાં ઢંકાઇ રહેલા

સૂર્યને, રાખને જોઇ રાખમાં છૂપાઇ રહેલા અગ્નિનો તિરસ્કાર ન કરો. એક જ વસ્તુની આ ચઢતી ઉતરતી કળા છે. એક જ પરમતત્ત્વનો આ ચઢતો ઉતરતો વિવર્ત છે. વિવર્તનો બાધ કરી પરમતત્ત્વ જુઓ, અને સર્વાત્મભાવના કરી યથાર્થ તત્ત્વદર્શી થાઓ.

* * *

તમે આજે પૂર્ણ છો. ભવિષ્યમાં તમે ગમે તેવી ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થવાના હો,–ઇંદ્ર થવાના હો, બ્રહ્મા થવાના હો. વિષ્ણુ થવાના હો, રુદ્ર થવાના હો કે સાક્ષાત્ મહેશ્વર થવાના હો–પણ તે સ્થિતિમાં આજે તમે છો જ. વસ્તુતઃ જેવા તમે હો નહિ, તેવા થવાનો તમને ત્રિકાલ સંભવ નથી. જે તમે છો, તેવા જ તમને થવાનો સંભવ છે. આજે તમે પૂર્ણ છો, આજે તમારામાં સર્વ પ્રકારનાં સામર્થ્ય રહેલાં છે, આજે તમે સર્વશકિતમાન્ અને સર્વજ્ઞ ઇશ્વર સ્વરૂપ છો, તેવા જ ભવિષ્યમાં તે તે સર્વ સામર્થ્ય તમારામાં પ્રકટ થયેલાં અનુભવવાનો તમને પૂર્ણ સંભવ છે. અસતમાંથી સત્ પદાર્થ ઉપન્ન થવો સંભવતો નથી, અને સતમાંથી અસત્ પદાર્થ પ્રગટતો નથી. તમે પૂર્ણ ન હો તો તમને પોતાને પૂર્ણ અનુભવવાનો પ્રસંગ આવવાનો સંભવ જ નથી. તમે વસ્તુતઃ અપૂર્ણ હો તો એવું કોઈ પણ સાંમર્થ્ય નથી કે જે તમને પૂર્ણ કરી શકે. પાંચ અને ચારનો સરવાળો નવ જ થાય. પાંચ અને ચારનો સરવાળો દશ કરે, એવી કોઇ સત્તા વિશ્વમાં છે જ નહિ. વસ્તુતઃ અપૂર્ણ વસ્તુ પૂર્ણ થઇ શકતી જ નથી. પૂર્ણ જ પોતાની પુર્ણતાનો અનુભવ કરે છે. તમે પૂર્ણ છો, આ ક્ષણે છો, પૂર્વે હતા, અને હવે પછી પણ છો, માટેજ તમે જ તમે પોતાના પૂર્ણપણાને અનુભવી શકવા યોગ્ય છો. આજે તમે તમારામાં જેટલા સામર્થ્યની, જેટલા જ્ઞાનની, જેટલા ઐશ્વર્યની પ્રતીતિ કરો છો, તે સર્વ પૂર્વે તમારામાં હતું અને હવે પછી પણ

જેટલા જેટલા સામર્થ્યજ્ઞાનાદિની તમારામાં પ્રતીતિ કરશો, તે પણ પૂર્વે હતું અને આજે પણ છે. તમે સર્વદા પૂર્ણ છો.

*　　　*　　　*

ત્યારે શું આપણા જ્ઞાનમાં, આપણા બળમાં, આપણા અનુભવમાં પ્રતિદિન આપણે વૃદ્ધિ થતી જોઇએ છીએ, એ ખોટું છે? એ વર્ષનું આપણું વય હતું ત્યારે આપણે જેટલું જાણતા હતા તેના કરતાં પચીશ વર્ષના વયે વધારે જાણતા થયા હતા, અને પચીશ વર્ષના વયે જેટલું જાણતા હતા, તેનાં કરતાં આજે ૪૦ વર્ષના વયે વધારે જાણીયે છીએ, એ શું ખોટું છે? જો વૃદ્ધિ ન થતી હોય તો આ પ્રકારનો અનુભવ શી રીતે સંભવે? આ પ્રકારની શંકા તમને થાય છે. નીચેના દૃષ્ટાંતથી તેનું સમાધાન તમને સહજ થશે. આપણા ઘરમાં અનર્ગળ દ્રવ્ય દાટેલું હોય, પણ તેમાંથી આપણે રોજ ચાર આના કાઢીએ તો ચાર આના જેટલો જ આપણે ઉપભોગ કરી શકીએ છીએ. નિત્ય દશ રૂપૈયા કાઢીએ તો તેટલા દ્રવ્યવડે પ્રાપ્ત થતાં વ્યાવહારિક સુખો આપણે ભોગવી શકીએ છીએ. નિત્ય હજાર કાઢીએ, લક્ષ કાઢીએ, કે કોટી કાઢીએ તો આપણે મહા નૃપતિથી પણ અધિક વૈભવોનો અનુભવ કરી શકીએ છીએ. નિત્ય ચાર આના કાઢતા હતા ત્યારે પણ આપણી પાસે અનર્ગળ દ્રવ્ય હતું, અને નિત્યના કોટી રૂપૈયા કાઢવા લાગ્યા ત્યારે પણ તેટલું જ હતું. આપણા દ્રવ્યના ભંડારમાં, પૂર્વે કે પછી કોઇ પણ સમયે ન્યૂનતા અથવા વૃદ્ધિ હતી જ નહિ. તે દ્રવ્યકોશ તો અનર્ગળ અને અનર્ગળરૂપે સર્વદા આપણી પાસે સ્થિત હતો જ. પણ તેને ભંડારમાંથી કાઢવાની આપણા પ્રયત્નની ન્યૂનતા એજ આપણી, બહાર અનુભવમાં આવતી નિર્ધનતાનો હેતુ હતો. જે પ્રમાણમાં આપણે ભંડારમાંથી દ્રવ્ય બહાર કાઢતા ગયા તે પ્રમાણમાં આપણે આપણા

શ્રીમાન્‌પણાનો અનુભવ કરતા ગયા. આ જ પ્રમાણે જ્યારે આપણે જડ પદાર્થોમાં હતા ત્યારે પણ સ્વરૂપતઃ આપણે પૂર્ણ હતા, જે સમયે વનસ્પતિમાં આપણે હતા ત્યારે પણ વસ્તુતઃ આપણે પૂર્ણ હતા, જે સમયે પશુયોનિમાં આપણે પશુત્વનો અનુભવ કરતા હતા ત્યારે પણ આપણે પૂર્ણ જ હતા, અને આજે આ મનુષ્યશરીરમાં મનુષ્યરૂપે શોભીએ છીએ ત્યારે પણ, ભવિષ્યમાં દેવશરીરમાં દેવરૂપે શોભીશું ત્યારે પણ, પરિણામમાં સબલ બ્રહ્મમાં સબલ બ્રહ્મસ્વરૂપે સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન સ્વરૂપે વિરાજીશું ત્યારે પણ, અને સર્વની પરાવધિએ દશેદિશાએ અનવધિપણે સ્થિત પરમતત્ત્વમાં અભેદરૂપે સ્થિતિ થઇશું ત્યારે પણ આપણે પૂર્ણ જ હોઇશું. આપણું પૂર્ણત્વ કોઇ કાલે ન્યૂનાધિકપણાને પ્રાપ્ત થતું નથી.

*　　　　*　　　　*

વસ્તુતઃ મનુષ્ય પૂર્ણ છતાં પોતાનું માપ જેટલા પ્રમાણમાં તે કરે છે, તેટલા પ્રમાણમાં જ તે પોતાને થયેલો અનુભવે છે. પાતાળી કુવામાંથી લોટી ફાંસનારને લોટી જેટલું જ પાણી મળે છે, ઘડો ફાંસનારને ઘડા જેટલું મળે છે, કોશ જોડનારને કોશ જેટલું મળે છે, અને વરાળયંત્રના જબરા પંપ તેમાં મૂકી દેનારને હજારો વીંઘા જમીનને પાવા જેટલું જળ મળે છે. પાણીને અમુકને વધારે આપવું કે અમુકને ઓછું આપવું એવું છે જ નહિ. પાણી કાઢનાર પોતાના પ્રયત્નના પ્રમાણમાં જ ન્યૂનાધિક જળ મેળવે છે. પોતાના સ્વરૂપને પૂર્ણ જાણી જેઓ તેની પૂર્ણતા અનુભવવાનો પ્રયત્ન સેવે છે, તેઓ પૂર્ણતાને જ અનુભવે છે, અને જેઓ પોતાના સ્વરૂપને અપૂર્ણ જાણે છે, તેઓનો પ્રયત્ન પણ અપૂર્ણ સ્થિતિને અર્થે જ થતો હોવાથી તેઓ અપૂર્ણ રહે છે. આમ હોવાથી જેઓ પોતાને દોષવાળા જાણી વૃથા પરિતાપને સેવે છે, તેઓ દોષવાળા રહીને તેમને પોતાના દોષો

ટાળવાનો સંભવ આવતો નથી, અને જેઓ પોતાના નિર્દોષ સ્વરૂપના ચિંતનવડે, પોતાનું અહં તે નિર્દોષ સ્વરૂપમાં જ નિરંતર જોડતા રહે છે, તેઓ અલ્પ સમયમાં પોતાને શુદ્ધ નિર્દોષ સ્વરૂપે અનુભવે છે; અને આથી જ સત્શાસ્ત્રમાં કહ્યું છે કે એક ક્ષણવાર પોતાના શુદ્ધ નિર્દોષ બ્રહ્મસ્વરૂપની ભાવના, એ પાતકોના ડુંગરોના ડુંગરોને પણ, ઘાસની ગંજીની પેઠે એક ક્ષણમાં ભસ્મીભૂત કરે છે. કરોડો યજ્ઞથી, કરોડો કર્મથી, કરોડો દાનથી શાસ્ત્ર મુક્તિ સ્વીકારતું નથી. પણ પોતાના પૂર્ણ સ્વરૂપના યથાર્થ જ્ઞાનથી જ મુક્તિ સ્વીકારે છે.

* * *

જેમ કૂવામાં ઘડો નાંખ્યા વિના તેમાંથી જળ આવવાનો સંભવ આવતો નથી, તેમ આપણા પૂર્ણ સ્વરૂપમાં વૃત્તિને વારંવાર જોડીને તેની પૂર્ણતાને આપણા અંતર્બાહ્ય પ્રકટ રાખવાનો પ્રયત્ન સેવ્યા વિના પૂર્ણ થવાનો સંભવ આવતો નથી. ઘડાને કૂવામાં નાંખી તેને જળમાં ડુબાડે તો જ તેમાં જળ આવે છે, પણ તેને પાણીઉપર હલાવ્યા કરે, અથવા તેને કૂવામાં નાંખેજ નહિ તો તેમાં જળ ભરાતું નથી, તેમ આપણા પૂર્ણ સ્વરૂપમાં આપણા અહં અભિમાનને ડુબાડયા વિના, તેમાં તન્મય થયા વિના, તદ્રૂપ જ આપણે છીએ, એવો અભ્યાસ સેવ્યા વિના, ઉપર ઉપરથી સ્વરૂપની વાતો કરવાથી, સ્વરૂપાકાર થવાતું નથી. જીવતત્વના કાંઠાઉપરથી સ્વરૂપામૃતના કૂપમાં પડયા વિના, સ્વરૂપામૃતનો સ્વાદ શી રીતે આવે? પરંતુ અસંખ્ય મનુષ્યો, આ જીવત્વના કાંઠા ઉપર ઉભા રહી, સ્વરૂપામૃતના કૂપમાં માત્ર દષ્ટિ નાંખી, સ્વરૂપામૃતનું પાન કરવા ઇચ્છે છે. તેઓ પોતાના જીવત્વનું એક ક્ષણવાર વિસ્મરણ કરતા નથી. તેઓ પોતાને નિરંતર દોષવાળા તથા અપૂર્ણ જોયા કરે છે. તૃષાથી અત્યંત પીડાયેલા તેઓ કૂપમાં દષ્ટિ નાંખે છે, પરંતુ તેમાં

ચાહોમ કરી ઝંપલાવતા નથી. પોતાના પૂર્ણ સ્વરૂપને, પોતાના બ્રહ્મરૂપને અધિકારવિના જોવું, અધિકારવિના તેમાં અભિન્ન થવા પ્રયત્ન સેવવો, એને તેઓ પાપ માને છે. એમ કરવાથી તેઓ છે તે સ્થિતિમાંથી પણ અધમ સ્થિતિમાં આવશે, એવી ભીતિ ધરે છે. 'હું પૂર્ણ શુદ્ધ બ્રહ્મસ્વરૂપ છું', એમ બોલતાં અને માનતાં તેમનું સર્વાંગ ભયથી ધ્રુજે છે. આમ બોલવાથી, અને આવી ભાવના કરવાથી ઇશ્વરનો મહા અપરાધ થતો હોય એમ તેઓ લેખે છે.

*　　　　*　　　　*

કોઇ મહાનૃપતિના બાળકને દુષ્ટ લોકો વનમાં પકડી જઈ ચોરના બાળક ભેગો ઉછેરી ચોર બનાવે, અને પછી કેટલાક કાળે ચોર થયેલો તે બાળક, કોઇ દયાળુ મહાત્માના ઉપદેશથી પોતાના નૃપતિપણાના જ્ઞાનને પામી પોતાના નૃપતિપણાનું સ્મરણ કરે, અથવા હું નૃપતિ છું એમ બોલે, તો શું તેના પિતા નૃપતિનો તેણે મહા અપરાધ કર્યો, એમ લેખાશે? અને દુષ્ટ લોકોના ભેગો રહેતાં છતાં પણ, શરીરે લુટારાનાં વસ્ત્ર ધારણ કરવા છતાં પણ અને નૃપતિના ઐશ્વર્યનો અંશ પણ પ્રાપ્ત ન છતાં પણ નિરંતર પોતાના મૂળસ્વરૂપનું ચિંતન કરી 'હું નૃપતિ' છું', એમ વદ્યા કરે તો તે વાત જાણી તેનો પિતા શું તેને શિક્ષા કરશે? જ્યારે મનુષ્યનાં લક્ષણવાળા નૃપતિ પણ પોતાના બાળકને આવા વ્યવહારથી શિક્ષા કરતા નથી, પણ ઉલટા પ્રસન્ન થઇ, તેને આ પ્રકારના ચિંતનથી લાગ આવ્યે દુષ્ટોમાંથી ભાગી આવવાના સંભવને સ્વીકારે છે તો પરમકૃપાળુ ઈશ્વર પોતાના અંશભૂત અને સ્વરૂપભૂત મનુષ્યને જીવત્વમાં રહ્યા છતાં પણ પોતાના શુદ્ધ સ્વરૂપનું ચિંતન કરતો જોઇ શિક્ષાપાત્ર ગણે એ કેવળ અસંભવિત છે. વસ્તુતઃ 'હું જીવ છું, હું અપૂર્ણ છું, હું પાપી છું, હું દોષવાળો છું,' એમ વદવું, અને

તે તે દોષોમાં પોતાનો ઓતપ્રોત અનુભવ કરવો, એ ઇશ્વરનો મોટામાં મોટો અપરાધ છે, અને 'હું બ્રહ્મ છું, હું પૂર્ણ છું, હું પૂણ્ય સ્વરૂપ છું, હું નિર્દોષ શુદ્ધ નિર્વિકાર છું,' એમ વદવું, અને બ્રહ્મત્વનાં તે તે લક્ષણોમાં પોતાનો ઓતપ્રોત અનુભવ કરવો, એ ઇશ્વરની મોટામાં મોટી સ્તુતિ છે. **अहं ब्रह्मास्मि** એ વેદના મહાવાક્યનાં અર્થમાં તન્મય થઇ જવું, એથી ઇશ્વરની મોટામાં મોટી સ્તુતિ કોઇ છેજ નહિ.

* * *

જ્યારે મનુષ્ય પોતાના પૂર્ણ સ્વરૂપની વારંવાર ભાવના કરે છે, અને તેમાં તન્મય થવાનો પ્રયત્ન સેવે છે, ત્યારે તે ક્રમે ક્રમે પોતાના પૂર્ણપણાનો અનુભવ કરે છે. પોતાના અપૂર્ણપણાને વારંવાર જોવું, અને તેનુંજ ચિંતન કર્યા કરવું, એ જીવત્વનાં સંસ્કારને દઢ કરવાનું સાધન છે; અને જીવત્વનો પોતાને અનુભવ થવા છતાં પણ તે અનુભવની ઉપેક્ષા કરી પોતાના પૂર્ણપણાનું જ વારંવાર ચિંતન કરવું, અને તેનું ભાન હૃદયમાં નિરંતર જાગ્રત રાખવાનો પ્રયત્ન સેવવો, એ પોતાના મૂળ સ્વરૂપે પ્રાપ્ત થવાનું સાધન છે. સાધનની અવસ્થાજ દર્શાવે છે કે સાધકને સાધ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ નથી. સાધ્ય વસ્તુની પ્રાપ્તિ થયા પછી સાધન કરવું રહેતું નથી. સાધ્ય વસ્તુની અપ્રાપ્તિ હોય છે, ત્યાં સુધી જ સાધન કરવાનું હોય છે. અને આમ હોવાથી જીવત્વ ધર્મનું પોતાનામાં ભાન કરનાર અભિમાનીનેજ પોતાના પૂર્ણત્વની ભાવના કરવાની હોય છે. જીવધર્મને આળંગનારને 'હું પૂર્ણ બ્રહ્મસ્વરૂપ છું' એમ બોલવાનું રહેતું જ નથી. આથી જીવત્વ ધર્મવાળા સર્વને પોતાના જીવધર્મની ઉપેક્ષા કરવાનો અને પૂર્ણ સ્વરૂપનું ચિંતન કરવાનો પૂર્ણ અધિકાર છે. પૂર્ણ સ્વરૂપની ભાવના

કરવાનો અનધિકાર કોઇને છે એમ નથી.

* * *

તમે સાધનસંપન્ન થયા નથી, તમારા મળવિક્ષેપ નિવૃત્ત થયા નથી, એમ કહી કોઇ તમને તમારા પૂર્ણ સ્વરૂપની ભાવના કરતા રોકે તો તેથી ભય પામી રોકાતા નહિ. પૂર્ણ સ્વરૂપથી ભડકીને વેગળા નાસવાથી અધિકાર આવતો નથી; પણ પૂર્ણસ્વરૂપપ્રતિ ડગલાં ભરવાથી અધિકાર આવે છે. સાધનમાત્રનું મૂળ જે સ્વરૂપચિંતન તેને કર્યાવિના અધિકાર શી રીતે આવે? હજારો પાપ કરનાર મનુષ્ય સત્સમાગમ ન કરે, તો તેની મતિ શુદ્ધ થવાનો શી રીતે સંભવ આવે? 'તેં હજારો પાપ કર્યાં છે, માટે તને સત્પુરુષપાસે આવવાનો અધિકાર નથી' એમ કહી પાપી મનુષ્યને સત્પુરુષપાસે આવતો જેઓ ખાળે છે, તેઓ તે પાપી મનુષ્યની મતિને નિર્મળ થવાના સર્વ સંભવો નષ્ટ કરી નાંખે છે. સ્વસ્વરૂપનાપ્રતિ વળવું, સ્વસ્વરૂપનું ચિંતન કરવું, એ મોટામાં મોટો સત્સમાગમ છે. એ સત્સમાગમમાં જવાને ઇચ્છનાર મનુષ્યોની વચમાં જેઓ અનધિકારના ભયની મોટી ભીંતો ચણી દે છે, તેઓ તે મનુષ્યોને અધિકારી થવાના સંભવોપર જ ચોધારૂં ખડ્ગ વાપરે છે.

* * *

મળ અને વિક્ષેપની અધિકતાએ કરીને અનધિકારિમાં ગણાઇ ગયેલા મનુષ્યોને મળ અને વિક્ષેપને ટાળનાર સર્વોત્તમ કર્મ તથા સર્વોત્તમ ભક્તિ, પોતાના પૂર્ણ સ્વરૂપનું ચિંતન, એ વિના અન્ય કોઇ નથી. શાસ્ત્રપ્રતિપાદિત નિત્ય કર્મો પણ જો સ્વસ્વરૂપની લક્ષણા કરાવનાર નથી હોતાં, અને તે તે કર્મ કરનારની વૃત્તિ કર્મ કરતાં સ્વસ્વરૂપસાથે અલ્પ અંશે પણ સંબંધવાળી નથી થતી તો તે કર્મો, જેમ આધુનિક બ્રાહ્મણોના મોટા ભાગને સંધ્યાદિ કર્મો જળ

ઉછાળવા તથા નાક પકડવારૂપ થઇ રહ્યાં છે, તેવાં થઇ રહે છે. તે જ પ્રમાણે વિક્ષેપને ટાળનારી ભક્તિ પણ, ભક્તિના રહસ્યપૂર્વક અંતર્યામી ઈશ્વરતત્ત્વના સંબંધવાળી નથી હોતી, તો હાલ જેમ ડાકોરવગેરે તીર્થોમાં એકઠાં થતાં ભગતોનાં મોટાં ઝુંડોમાં માળાવગેરે બાહ્ય વેષ ધારણ કરવામાં તથા ભજનને નામે નકામા બરાડા પાડવામાંજ આવીને અટકી છે, તે પ્રમાણે મિથ્યા આડંબરરૂપ થઇ રહે છે. યથાર્થ કર્મ અને યથાર્થ ભક્તિ, એ સ્વસ્વરૂપના ચિંતનથી ભિન્ન નથી. એ સ્વસ્વરૂપનું ચિંતન જ છે. જેઓ સ્વસ્વરૂપના ચિંતનમાં, સ્વસ્વરૂપની ભાવનામાં નમગ્ન રહે છે, તેઓને, કર્મ ઉપાસના અને જ્ઞાન એ ત્રિપુટીનો એકે કાળે સાથે અભ્યાસ સધાય છે.

* * *

સ્વસ્વરૂપનું, પોતાના પૂર્ણ સ્વરૂપનું ચિંતન કરતાં, ભય ધરવાનું પ્રયોજન નથી. અધિકાર નથી, એવું માનવાનું પણ પ્રયોજન નથી. મલ અને વિક્ષેપથી ભરેલા તમારા અંતઃકરણમાં સ્વસ્વરૂપને સ્થિતિ કરવાનો અધિકાર છે અને તેનું ચિંતન કરવાનો તમને અધિકાર નથી, એ કેટલું હાસ્યજનક છે! કાગડાના શરીરમાં, પશુઓનાં શરીરમાં, સ્વસ્વરૂપનું ચિંતન કરવાના અધિકાર આવી ચુકયા છો, અને તમારા, દેવને પણ દુર્લભ મનુષ્યશરીરમાં અધિકાર નથી, એ વાત કેવલ અસંભવિત છે. તમે મહા પાપી હશો, પણ જો તમને સ્વરૂપચિંતન કરવાની ઇચ્છા પ્રકટે તો પ્રિયતમ! તમે સ્વરૂપચિંતનના અધિકારી છો. સ્વરૂપચિંતનની ઇચ્છા પ્રકટયે, અધિકારની વાટ જોશો નહિ, અને ઇચ્છા ન પ્રકટે, તો પણ ઇચ્છા પ્રકટાવવાની વાટ જોશો નહિ. સુખની ઇચ્છા તો તમને પ્રકટે છે કેની ? એજ ઇચ્છા તમને સ્વરૂપચિંતનના અધિકારી કરે છે. તમે

પૂર્ણ છો. તમારા પૂર્ણ સ્વરૂપને ચિંતો, અને પૂર્ણતાને અનુભવો.

* * *

જેમ તડકાની ઇચ્છાથી મનુષ્ય, તડકામાં જઇને ઉભો રહે છે કે તત્કાળ તેના પ્રતિ જીવનને આપનારાં સૂર્યનાં કિરણો વહેવા માંડે છે, તે જ પ્રમાણે પૂર્ણતાનો અનુભવ કરવાની ઇચ્છાથી મનુષ્ય જ્યારે પોતાના પૂર્ણ સ્વરૂપનું ચિંતન કરે છે કે તત્કાળ પૂર્ણતાના ધર્મો તેનામાં સ્ફુટ થવાનો પ્રારંભ થાય છે. પરંતુ જેમ ટાઢથી ઠરી ગયેલો મનુષ્ય ટાઢને ઉડાવવા માટે સૂર્યના તડકામાં એક ક્ષણ ઉભો રહે છે તો તેની ટાઢ ઉડતી નથી, પણ દીર્ઘ સમય ઉભા રહેવાથી જ ટાઢ ક્રમે ક્રમે જાય છે, તેમ પૂર્ણતાના ધર્મોનું પોતાનામાં પૂર્ણપણે ભાન થવાને માટે મનુષ્યે અલ્પ સમય પૂર્ણ સ્વરૂપનું ચિંતન કરવાનું નથી, પણ નિરંતરપણાથી દીર્ઘ સમય તેનું ચિંતન કરવાનું છે. વળી જેમ ટાઢથી ઠરી ગયેલો મનુષ્ય પા કલાક તડકે ઉભો રહે, અને પા કલાક ઠંડા જળમાં સ્નાન કરી આવે, વળી પાછો તડકે ઉભો રહે અને પાછો વળી ઠંડા જળમાં ડુબકી મારી આવે, તો તેની ટાઢ ઉડવાનો સંભવ આવતો નથી, તેમ પ્રાતઃકાળે સ્નાન કરીને થોડો સમય મનુષ્ય પોતાના પૂર્ણ સ્વરૂપનું ચિંતન કરે અને પછી આખો દિવસ પોતાને અપૂર્ણ અને દુઃખી માન્યા કરે તો તેથી તેને પોતાની પૂર્ણતા અનુભવવાનો સત્વર સંભવ આવતો નથી. જો સત્વર પૂર્ણતાનો અનુભવ તમારે કરવો હોય તો જાગ્રત્‌માં કે સ્વપ્નમાં, વ્યવહાર કરતાં કે નિવૃત્તિ સેવતાં, સર્વ સમયમાં તમારા પૂર્ણ સ્વરૂપનું વિસ્મરણ કરશો નહિ. સ્વસ્વરૂપનું અખંડ ચિંતન, ગમે તે મનુષ્યને પણ અલ્પ સમયમાં સ્વસ્વરૂપાકાર કરે છે.

* * *

વિવિધ વ્યવહારિક ક્રિયાઓમાં તમારા પૂર્ણ સ્વરૂપની ભાવના

તમારા અંતઃકરણમાં જાગ્રત્ નથી રહેતી માટે કંઈજ ફળ નહિ મળે, એવી શંકાથી આ સર્વોપરિ સાધનથી નિવૃત્ત થશો નહિ, દિવસના અષ્ટ પ્રહરમાં એક ક્ષણ પણ આ ભાવના સેવાય તો અવશ્ય સેવજો. સ્વસ્વરૂપની ભાવના એ સિંહનું બાળક છે. તે એક ક્ષણનું નાનું બાળક હશે તો પણ એક એક ક્ષણવડે મોટું થતાં, કાળે કરીને બકરીઓના સૈન્ય જેવી તમારી અસંખ્ય અયોગ્ય ભાવનાઓનો તે લય કરી નાંખશે. તેથી એકાંત સ્થલમાં જાઓ, અથવા જ્યાં બેઠા હો ત્યાં નેત્ર મીંચો, હૃદયમાં ઉંડા ઉતરો, બાહ્ય દશ્ય વિચાર પરિત્યજો, સ્થિર થાઓ, અને 'હું હું' એવું ભાન જ્યાં થાય છે, તે સ્થળે, તમારા અપૂર્ણપણાના ભાનનો બાધ કરી, 'હું પૂર્ણ ચિતિસ્વરૂપ છું' 'હું સત્ચિત્આનંદસ્વરૂપ છું' એ ભાનને, અર્થમાં તન્મય થઇ સ્પષ્ટ અનુભવો.

* * *

તમારા બારણામાં અથવા અગાશીમાં કોઇ સમયે થોડા દાણા વેરાયા હોય છે, તો શું તમે નથી અનુભવ કર્યો કે તેના તરફ કીડીઓ, ખીસકોલીઓ, ચકલીઓ, વગેરે આકર્ષાઇ આવે છે? દાણાને બદલે સાકર, ગોળ કે એવી કોઇ ગળપણવાળી વસ્તુ વેરાઇ હોય છે, ત્યારે સેંકડો માખીઓ તે સ્થળે આકર્ષાઇ આવી બણબણ કરતી શું તમારા જોવામાં નથી આવી? તેજ પ્રમાણે, તમારા બારણાઆગળ કોઇ જ્ઞાતિભોજન થયું હોય છે, તો કાગડા અને સમડીઓ તેના તરફ આકર્ષાઇ આવેલી તમારા અનુભવમાં નથી આવી? વળી જ્યાં મરેલું કૂતરૂં, બિલાડું કે ગધેડું પડયું હોય છે ત્યાં ગીધનાં ટોળેટોળાં એકઠાં થયેલાં શું તમારા જોવામાં નથી આવ્યાં? બહાર જગત્માં જે પ્રકારે બને છે, તેજ પ્રકારે આપણા આ આંતર જગત્માં અર્થાત્ હૃદયમાં બને છે. તમારા

હૃદયરૂપી આંગણામાં જેવા જેવા વિચારને તમે પ્રસારો છો, તે વિચારોને અનુકૂળજ વિચારો આ બહારના વાતાવરણમાંથી આકર્ષાઈ આવી ત્યાં એકઠા થાય છે. સમગ્ર વાતાવરણ વિચારનાં આંદોલનોથી સભર ભરેલું છે. જેમ તેમાં અસંખ્ય શુદ્ધ વિચારોનાં આંદોલનો પ્રવર્તે છે, તેમ તેમાં અસંખ્ય અશુદ્ધ વિચારોનાં આંદોલનો પણ પ્રવર્તે છે; અને આ આંદોલનો. આપણે જ્યારે આપણા અંતઃકરણમાંથી કોઇ વિચાર પ્રવર્તાવીએ છીએ ત્યારે આપણા તરફ આકર્ષાઇ આવે છે. જે સમયે આપણે શુદ્ધ વિચારને સેવતા હોઇએ છીએ તે સમયે આપણા વિચારના બલના પ્રમાણમાં, વાતાવરણમાં રહેલા શુદ્ધ વિચારો આપણા પ્રતિ આકર્ષાઇ આવે છે. જે સમયે આપણે અશુદ્ધ વિચાર કરતા હોઇએ છીએ તે સમયે, તે અશુદ્ધ વિચારના બલના પ્રમાણમાં વાતાવરણમાં રહેલા અશુદ્ધ વિચારો આપણાપ્રતિ આકર્ષાઇ આવે છે. વિચાર કરવાની શક્તિના પ્રમાણમાંજ મનુષ્ય પોતાના તરફ વાતાવરણમાંથી વિચારોને આકર્ષે છે. જેમ નાનાં ફેફસાંવાળું બાળક પોતાનાં ફેફસાંના પ્રમાણમાં વાતાવરણમાંથી થોડા વાયુને શ્વાસમાં ગ્રહણ કરી શકે છે, અને મોટા ફેફસાંવાળો મોટો માણસ પોતાનાં મોટાં ફેફસાંના પ્રમાણમાં વધારે વાયુને પોતાના શ્વાસમાં ગ્રહણ કરી શકે છે, તેમ ન્યૂન વેગવાળા વિચારને કરી શકનાર મનુષ્ય, વાતાવરણમાંથી ન્યૂન બળવાળાં વિચારનાં આંદોલનોને પોતાના તરફ આકર્ષી શકે છે, અને પ્રબળ વેગવાળા વિચારને કરી શકનાર મનુષ્ય, ઉગ્ર બળવાળાં વિચારનાં આંદોલનોને પોતાના તરફ આકર્ષી શકે છે.

*   *   *

જે પ્રકારના વિચાર મનુષ્ય સેવે છે, તેવાજ વિચાર તે પોતાના તરફ આકર્ષે છે. દુષ્ટ સ્વભાવવાળો તામસી મનુષ્ય ક્રોધના, ઈર્ષ્યાના,

અસૂયાના, અને એવા જ બીજા દુષ્ટ વિચારોને પોતાના પ્રતિ આકર્ષે છે. સુશીલ સ્વભાવનો સાત્વિક મનુષ્ય ક્ષમાના, નિર્વૈર બુદ્ધિના, આત્મભાવનાના, પ્રસન્નતાના અને એવા જ બીજા સાત્વિક વિચારોને પોતાના પ્રતિ આકર્ષે છે.

* * *

પ્રત્યેક મનુષ્યમાં વિચારદ્વારા આ પ્રમાણે આકર્ષવાની શક્તિ રહેલી હોવાથી પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં શ્રીકૃષ્ણ વસી રહેલા છે, એ સિદ્ધ થાય છે. શ્રીકૃષ્ણ શબ્દમાં કૃષ્ ધાતુનો અર્થ આકર્ષણ કરવું, એવો થાય છે. અને આ આકર્ષક ધર્મ પ્રત્યેક પ્રાણીપદાર્થમાં રહેલો હોવાથી પ્રત્યેક પ્રાણી–પદાર્થમાં અંતર્યામી શ્રીકૃષ્ણ પરમાત્મા નિવસે છે, એ શાસ્ત્રપ્રતિપાદિત સિદ્ધાંત કેવળ સત્ય છે. શ્રીકૃષ્ણે પોતે પણ કહ્યું છે કે 'સર્વ જંતુઓના હૃદય દેશમાં, હે અર્જુન! હું સ્થિત છું. શ્રુતિ પણ **एको देवः सर्व भूतेषु गूढः** એક દેવ સર્વ ભૂતમાં નિગૂઢ છે, એ વચનથી એ જ વદે છે.

* * *

જે વિચારશક્તિનો મનુષ્યો હાલતાંચાલતાં દુરુપયોગ કરે છે, તે આવી અદ્ભુત વસ્તુ છે. તુચ્છ દ્રવ્યને મનુષ્યો પેટીપટારામાં કે ભોંયરામાં બહુ સંભાળથી સાચવી મૂકે છે. તેમાંથી એક પાઇ ખરચવાનો પ્રસંગ આવે છે ત્યારે તેમનો જીવ કપાઈ જાય છે અથવા ખરચે છે તો અનેક વિચાર કરીને ખરચે છે. જે તે રીતે તેના ઉપાર્જનમાં, રક્ષણમાં અને સંચયમાં ઉદ્યુક્ત રહે છે; અને એમ છતાં પોતાની વિચારશક્તિ જે એક આશ્ચર્યકારક દ્રવ્યભંડાર છે, તેમાંથી લાખો અને કરોડો રૂપૈયા, વગરવિચાર્યે ખરચે છે. હીરામાણેકના કે મોતીના અલંકારોને કોઈ ધૂળમાં રગદોળતું નથી,

પરંતુ આ વિચારશક્તિરૂપ અમૂલ્ય અલંકારને અસંખ્ય મનુષ્યો ક્ષણે ક્ષણે ધૂળમાં રગદોળે છે. એકલા પડ્યા કે હજારો જાતના અયોગ્ય વિચારોનાં ફોકડાં ઉકેલે છે. મિત્રોમાં કે સંબંધીઓમાં બેઠા તો ત્યાં પરીયાના પરીયાની, માલવિનાની વાતો કાઢી જેમ કોઇ મુઠીએ મુઠીએ ખરાં મોતી અને હીરા ઉછાળે તેમ આ વિચારબળનાં મોતી અને હીરાને ઉછાળે છે. આજ તો આમ થયું અને કાલ તો આમ થયું હતું. ફલાણા ભાઇ આવા ને ઢીંકણા ભાઇ આવા, વગેરે કોઇ પણ શુભ ફળને ન પ્રકટાવનાર વિચારોને સેવી આ મહાધનનો દુરુપયોગ કરે છે.

*　　　*　　　*

અવિચારવાન મનુષ્યો! તમારે ત્યાં વિચારરૂપદ્રવ્યના ભંડારમાં છપ્પન ઉપર ભુંગળો વાગતી નથી કે આમ ઉદાર દિલના થઇ બેઠા છો! આવકનાં દ્વાર નથી હોતાં તો છપ્પન ઉપર ભુંગળો વાગતાં ભંડારો પણ ખાલી થઇ જાય છે. તમારૂં આવકનું એકે દ્વાર ઉઘાડું નથી, પણ જાવકના કરોડો દ્વાર ઉઘાડાં છે, અને તમે જાતે તેમાંથી ધન ખાલી કરવા માંડયું છે, એટલું જ નહિ, પણ તેને ઝટ ખાલી કરવાં, કરોડો માણસોને પાવડા ટોપલા આપી વળગાડી દીધા છે. જે અયોગ્ય વિચાર તમે સેવો છો, અને કરો છો, તેથી અસંખ્ય અયોગ્ય વિચારનાં આંદોલનો આ વાતાવરણમાંથી તમારી આજુબાજુ એકઠાં થયાં છે, અને પ્રત્યેક પ્રસંગે તેઓ તમને બળાત્કારથી અયોગ્ય વિચારમાં જોડી તમારા સત્ત્વધનનો ક્ષય કરે છે. હજી તમે ચેતતા નથી. હજી તમારી આંખ ઉઘડતી નથી.

*　　　*　　　*

ગોળને આખે શરીરે ચોપડી, પછી માંખીઓ તમારા કાનમાં, નાકમાં, અને આંખમાં પેશી જાય ત્યારે શા માટે માંખીઓને ગાળો

દો છો, અને તેમના ઉપર ચીડીયાં કરો છો ? ગોળને પહેલો શરીરે ચોપડ્યો ત્યારે માખીઓ આવી કે એમને એમ આવી ? અયોગ્ય વિચારને પ્રથમ તમે પ્રીતથી સેવો અને પછી તમારા મનમાં હજારો અયોગ્ય વિચાર આવે ત્યારે, 'મારૂં મન બહુ ખરાબ છે, મારી વૃત્તિ બહુ દુષ્ટ છે, હું બહુએ મથું છું, પણ તે વશ થતી નથી,' એવા એવા બરાડા પાડી નકામાં ચીડીયાં શા માટે કરો છો ? ગોળ ચોપડેલા માણસને જેમ માખીઓને ટાળવાનો સરળ ઉપાય એ જ છે કે જળમાં સારી પેઠે સ્નાન કરી શુદ્ધ થવું, તેમ તમારા અંતઃકરણમાં ઉઠતા હજારો અયોગ્ય વિચારને ટાળવાનો સરળ ઉપાય પણ એ જ છે કે નકામા શોક અને સંતાપ ત્યજી દઈને, તથા સ્ત્રીની પેઠે આંખમાંથી આંસુ પાડવાં છોડી દઇને શુદ્ધ વિચારને સેવવો. શુદ્ધ વિચાર સેવાતાં, વાતાવરણમાં રહેલા અસંખ્ય શુદ્ધ વિચારો તમારા પ્રતિ આકર્ષાઇ આવતાં, અશુદ્ધ વિચારો આપોઆપ અળપાઈ જશે, અને તમે તમારા મૂળ વિશુદ્ધ સ્વરૂપે થઈ રહેશો.

* * *

શુદ્ધ વિચાર સેવાતાં, એકલાં શુદ્ધ વિચારનાં આંદોલનો જ આપણાં પ્રતિ આકર્ષાઇ આવે છે, એમ નથી, પણ જે જે વ્યક્તિઓ તેવા વિચારને સેવતી હોય છે, તે વ્યક્તિઓ પણ આપણા પ્રતિ આકર્ષાઈ આવે છે. અને એમ થતાં તે તે વ્યક્તિઓદ્વારા આપણને અનેક પ્રકારનું સાહાય્ય મળે છે. આરંભમાં શુદ્ધ વિચારને સેવનારપ્રતિ આ મનુષ્યલોકની વ્યક્તિઓ આકર્ષાઈ આવે છે, જેમ જેમ તે મનુષ્ય અધિક અધિક શુદ્ધ વિચાર સેવતો જાય છે, તેમ તેમ ઊર્ધ્વ લોકોની દેવવ્યક્તિઓ પણ તેના પ્રતિ આકર્ષાઈ આવે છે; અને આ શુદ્ધ વિચારની પરાકાષ્ઠામાં તો સબલ બ્રહ્મનું લીલાતનુ પણ તે શુદ્ધ વિચારને સેવનારપ્રતિ આકર્ષાઈ આવે છે.

ધ્રુવનું ઉદાહરણુ જ વિચારી જુઓ. ઈશ્વરની ઉપાસના કરવાનો શુદ્ધ આગ્રહ ધ્રુવના હૃદયમાં ઉદય થતાં, આ મૃત્યુલોકમાં તેવી ઉપાસનામાં રત રહેનાર **નારદમુનિ** તેમના પ્રતિ આકર્ષાઇ આવ્યા, અને તેમનું તેમને સાહાય્ય મળ્યું. અને **નારદમુનિ**દ્વારા પ્રાપ્ત થયેલા ઉપાસનાના શુદ્ધ વિચારમાં, ટાઢ, તડકો, ક્ષુધા તૃષા કશાને ન ગણકારી, દૃઢ આગ્રહથી અને પ્રબળ વેગથી ધ્રુવ મચ્યા રહ્યા તો તેમના પ્રતિ કોણ આકર્ષાઇ આવ્યું? સાક્ષાત્ **વિષ્ણુ ભગવાન્** જે ભાગવતમાં સબલ બ્રહ્મના લીલાતનુરૂપે વર્ણાયા છે તે. આ કરતાં શુદ્ધ વિચારના સામર્થ્યનું બળવત્તર પ્રમાણ બીજુ કયું જોઇએ? શુદ્ધ વિચારના આશ્ચર્યકારક સામર્થ્યનાં આવાં આવાં અસંખ્ય પ્રમાણો શાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે.

*　　　*　　　*

ઉપાસના, અથવા ભક્તિ અથવા જપ અથવા તત્ત્વવિચાર એ અન્ય કંઇ નથી પણ આ શુદ્ધ વિચારનાંજ બીજાં નામ છે. ઉપાસનામાં અથવા જપમાં ઉપાસક અથવા જપ કરનાર પોતાના ઉપાસ્ય દેવનો શુદ્ધ વિચાર હૃદયમાં નિરંતર જાગ્રત્ રાખે છે. તત્ત્વવિચારમાં તત્ત્વસાધક શુદ્ધ તત્ત્વના વિચારને પોતાના અંતઃકરણમાં અખંડ આરૂઢ રાખવાનો પ્રયત્ન સેવે છે. સાધનમાત્રનો ઉદ્દેશ શુદ્ધ વિચારરૂપ લક્ષ્યની જ સિદ્ધિમાં સાધકને જોડવાનો હોય છે.

*　　　*　　　*

શુદ્ધ વિચારને સેવતાં મહાપુરુષો, દેવો, સિદ્ધો, અને ઈશકોટિઓનું જ્ઞાત અજ્ઞાત સાહાય્ય મળતું જ રહે છે. તમને શુદ્ધ વિચાર સેવતાં છતાં પણ જો આવું સાહાય્ય ન મળ્યું હોય તો નિશ્ચય માનજો કે તમારા શુદ્ધ વિચારના સેવનમાં જ દોષ છે. કાં તો તમે એક પગ દુધમાં અને એક દહીંમાં રાખો છો, અર્થાત્ તમે જેમ શુદ્ધ વિચારને

સેવો છો, તેમ અશુદ્ધને પણ સેવો છો. અથવા તો તમારા શુદ્ધ વિચારના વેગ દુર્બળ છે. જેમ શુદ્ધ વિચાર તમારા પ્રતિ દેવાદિને આકર્ષી લાવે છે, તેમ અશુદ્ધ વિચાર મલિન સત્ત્વોનો તમારા પ્રતિ આકર્ષી આણે છે, અને તેથી જેમ દશ રૂપૈયા પ્રાપ્ત કરનાર અને દશ ખરચનારને એક પાઇનો પણ ઉગારો પડતો નથી, તેમ તમારી અવસ્થા થાય છે. શુદ્ધ વિચારનું ખરૂં સામર્થ્ય અનુભવવાની જો તમારે ઇચ્છા હોય તો અશુદ્ધનો નિઃશેષ ત્યાગ કરો. શુદ્ધ વિચારના સેવનમાં વચલો માર્ગ છેજ નહિ. 'એક પગ દુધમાં એક પગ દહીમાં' જેવું ત્યાં નીભી શકતુંજ નથી. સર્વ સમય સર્વ અવસ્થામાં શુદ્ધ વિચારનું સેવન એજ સર્વ પ્રકારના સામર્થ્યનો અનુભવ કરાવે છે.

*　　　　*　　　　*

શુદ્ધ વિચારનું સ્વરૂપ શું, એમ અનેક મનુષ્યો અનેક પ્રસંગે પૂછે છે. અસંખ્ય ગ્રંથો અસંખ્ય પ્રકારે શુદ્ધ વિચારનું સ્વરૂપ વર્ણે છે, પણ એ સર્વ પ્રતિપાદન તાત્પર્યમાં સમાન અર્થવાળાં હોય છે. **શ્રીશં**કર ભગવાન્ શ્લોકનાં અર્ધ ચરણથીજ શુદ્ધ વિચારનું સ્વરૂપ વર્ણે છે, અને તે એ કે **जीवो ब्रह्मैव ना पर:** જીવ બ્રહ્મજ છે, તે બ્રહ્મથી જૂદો નથી. આટલા સૂત્રવાક્યમાં **શ્રીશં**કર ભગવાને જે ગંભીર અર્થનો સમાવેશ કર્યો છે, તે સામાન્ય મતિના લક્ષમાં ઉતરતો નથી. અસંખ્ય પ્રસંગે આ વાક્ય વાંચે છે તથાપિ તે વાક્ય જેમ જળઉપર લખેલા અક્ષરો એક ક્ષણવાર પણ જળઉપર ટકતા નથી, તેમ તેમના હૃદયમાં એક ક્ષણ વાર ટકતું નથી. હું જે જીવ કહેવાઉ છું, તે જીવ નથી પણ બ્રહ્મજ છું, જીવના જે અજ્ઞાન, દુઃખ આદિ ધર્મો તે મારા નથી, બ્રહ્મના જે સચ્ચિદાનંદ ધર્મો તે મારા છે, આ પ્રકારનાજ વિચારને

અંતઃકરણમાં અખંડ ટકાવી રાખવો એનું નામ સર્વોત્તમ શુદ્ધ વિચાર છે.

*　　　　*　　　　*

આ સર્વોત્તમ શુદ્ધ વિચાર જે અંતઃકરણમાં સ્થિર થાય છે. તે અંતઃકરણમાં કામ, ક્રોધ, લોભ આદિ કોઇ વિકારવાળો અશુદ્ધ વિચારક્ષણ પણ પ્રકટી શકતો નથી. કામ પ્રકટવો, ક્રોધ પકટવો, લોભ થવો, એ સર્વ જીવના ધર્મો છે. બ્રહ્મ નિષ્કામ, ક્રોધ-રહિત છે, આપ્તકામ હોવાથી નિર્લોભ છે. હું બ્રહ્મ હોવાથી હું પણ નિષ્કામ, ક્રોધરહિત તથા આપ્તકામ છું. આ પ્રકારના વિચારોવડે સાધક અભ્યાસકાળે વિવિધ અશુદ્ધ વિચારોના વેગને ખાળે છે, અને તે શુદ્ધ વિચારના વેગને જાગ્રત્ રાખે છે, તો અભ્યાસનો પરિપાક થતાં તે અવશ્ય પોતાના બ્રહ્મત્વનો સ્ફુટ અનુભવ કરે છે. બ્રહ્મત્વનો અનેક મનુષ્યોને સ્ફુટ અનુભવ ન થવામાં શુદ્ધ વિચારના અભ્યાસની ન્યૂનતા એ જ હેતુ હોય છે. તેઓ દિવસના ત્રેવિશ કે સાડીત્રેવિશ કલાક પોતાના જીવત્વના અભ્યાસ કરે છે, અને કલાક કે અર્ધો કલાક અસ્થિર વૃત્તિએ બ્રહ્મત્વનું ચિંતન કરે છે. પાંચ રૂપૈયા કમાય છે, અને પાંચસેં ગુમાવે છે. આ પ્રકારનો અભ્યાસ, બ્રહ્મત્વનો સ્પષ્ટ અનુભવ થાય એવા ફળને શી રીતે પ્રકટાવે?

*　　　　*　　　　*

જીવવાની ઇચ્છાવાળાએ જેમ સર્વ કાળ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરવાની અગત્ય છે, તેમ બ્રહ્મત્વનો સ્પષ્ટ અનુભવ કરવાની ઇચ્છાવાળાએ પણ દિવસના ચોવિસે કલાક પોતાના બ્રહ્મત્વના શુદ્ધ વિચારમાં યોજાયલા રહેવાની અગત્ય છે. પોતાના બ્રહ્મત્વનો શુદ્ધ વિચાર એ ગંગાજળ છે. પોતાના જીવત્વનો અશુદ્ધ વિચાર એ

દુર્ગંધવાળું મલિન ખાળકુંડીનું પાણી છે. ગંગાજળમાં પા કલાક સ્નાન કરી આખો દિવસ ખાળકુંડીમાં કીડાની પેઠે ડુબી રહેનાર, શુદ્ધિથી પ્રાપ્ત થતા સુખને શી રીતે અનુભવે? પ્રત્યેક વ્યવહાર કરતાં, અને પ્રત્યેક સ્થિતિમાં પોતાના બ્રહ્મત્વનું ભાન, મનુષ્ય જ્યારે જાગ્રત્ રાખે છે, ત્યારે જ તે જીવ ટળી શિવ થાય છે.

*　　　　*　　　　*

સૂર્ય જોવાની ઇચ્છા રાખનાર મનુષ્ય, જેમ ભોંયરામાં પેસવાથી સૂર્યનાં દર્શન કરી શકતો નથી, પરંતુ ખુલ્લા મેદાનમાં આવીને ઉભો રહેવાથી જ સૂર્યનાં દર્શન કરી શકે છે, તેમ બ્રહ્મત્વનો અનુભવ કરવાને ઇચ્છનાર મનુષ્ય પોતાના જીવત્વને જોવાથી, અને જીવત્વમાં સ્થિર રહેવાથી બ્રહ્મત્વનો અનુભવ કરી શકતો નથી, પણ મિથ્યા પ્રતીત થતા જીવત્વનું આભાન કરી, તેનું વિસ્મરણ કરી, તેમાંથી બહાર નીકળી પોતાના સ્વતઃસિદ્ધ બ્રહ્મત્વમાં પ્રવેશે છે, અર્થાત બ્રહ્મત્વને જ વૃત્તિમાં આરૂઢ રાખે છે, બ્રહ્મત્વને જ સદોદિત ચિંતે છે, અને બ્રહ્મત્વપ્રતિ જ પોતાના વિચારને અખંડ અભિમુખ રાખે છે ત્યારે જ તે જીવત્વને સ્થાને બ્રહ્મત્વની સ્પષ્ટ કલાને પ્રકટેલી અનુભવે છે જેમ ઉત્તરમાં પ્રયાણ કરવાની ઇચ્છાવાળો, દક્ષિણમાં પ્રયાણ કર્યા કરે છે તો ઉત્તરના પ્રદેશમાં આવી શકતો નથી, તેમ જેઓ પ્રાતઃકાલથી જાગ્રત્ થતાં તે રાત્રિએ સુતાપર્યંત મર્યાદાવાળા જીવત્વના વિચારમાં તલ્લીન રહે છે, તેઓ કોઇ પણ સર્વ સુખના નિધાન પોતાના પ્રભુત્વને અનુભવી શકતા નથી. બ્રહ્મત્વને અનુભવવાનો એક જ માર્ગ છે, અને તે એ કે પોતાના બ્રહ્મત્વનો વિચાર વૃત્તિમાં અખંડ જાગ્રત્ રાખવો.

*　　　　*　　　　*

બ્રહ્મ જેમ એક છે, તેમ બ્રહ્મત્વનો વિચાર પણ એક છે. જેમ

અગ્નિમાંથી તણખા ઉઠ્યા કરે છે તેમ તે જે અંતઃકરણમાંથી એક પછી એક વિચારના તણખા નીકળ્યા કરે છે, તે યથાર્થ બ્રહ્મવિચાર નથી. બ્રહ્મ શાંત, અક્રિય,અને નિસ્પંદ કલાવાળું છે, તેમ બ્રહ્મવિચાર પણ શાંત, અક્રિય અને નિસ્પંદ કલાવાળો છે. વિચારના પ્રવાહ અંતઃકરણમાં ચાલ્યા કરવા એ બ્રહ્મવિચારની પ્રચ્યુતિ છે, અર્થાત્ યથાર્થ બ્રહ્મવિચારથી વેગળું જવું છે, યથાર્થ બ્રહ્મવિચારનો વેગ વિરમી જાય છે. વાયુવિનાના સ્થાનમાં જેમ જેમ દીપકની જ્યોતિ નિષ્કંપ ઝગઝગ્યા કરે છે તેમ યથાર્થ બ્રહ્મવિચારમાં. વિચાર પ્રવાહરૂપે વહેતો નથી પણ બ્રહ્મમાં સુસ્થિર હોય છે.

*　　　*　　　*

બ્રહ્મવિદ્યાના અથવા વેદાંતશાસ્ત્રના ગ્રંથોની આવૃત્તિઓ કર્યાં કરવી, એને ઘણા મનુષ્યો બ્રહ્મવિચાર માને છે. ગીતાનાં, ઉપનિષદ્‌નાં કે યોગવાસિષ્ઠનાં પાનાં હાથમાં લેઈ તેને એકાંતમાં કે સમુદાયમાં વાંચતા કે શ્રવણ કરતાં બેસવું, અને તેમાં આવેલી પ્રક્રિયાઓને વિચારતા રહેવું, અને બ્રહ્મવિચાર માની અનેક મનુષ્યો નિત્ય શાસ્ત્રના અધ્યયનમાં કે શાસ્ત્રના શ્રવણમાં યોજાયલા રહે છે. પણ શુદ્ધ બ્રહ્મવિચાર આ નથી. યથાર્થ બ્રહ્મવિચારનું શાસ્ત્રશ્રવણ સાધન છે. બ્રહ્મવિચારરૂપ મહાલયમાં પ્રવેશ કરાવનાર તે એક નિસરણી છે. પરંતુ જેમ સાધન, એ સિદ્ધ કરવાની વસ્તુ નથી અને નિસરણી એ નિવાસ કરવાનો મહાલય નથી, અધ્યયન કે શાસ્ત્રનું શ્રવણ એ બ્રહ્મત્વનો સાક્ષાત્ અનુભવ કરાવનાર નથી. શાસ્ત્રશ્રવણ કે શાસ્ત્રાધ્યયન એ બ્રહ્મત્વનો અનુભવ કરાવનાર પરંપરા સાધન છે. પ્રથમ પગથીયું છે. પણ આ પ્રથમ પગથીયામાં જ અનેક મનુષ્યો આયુષ્યને વીતાવે છે. તેઓ આગળ વધતા નથી. શુદ્ધ બ્રહ્મવિચારમાં પ્રવેશતા નથી. ગીતાની, આત્મપુરાણની

કે યોગવાસિષ્ઠની પંદર પંદર આવૃત્તિઓ કરવા છતાં, અને વિવિધ ઉપનિષદોને સ્વામિઓ કે અતીતોપાસે અનેકવાર શ્રવણ કર્યાં છતાં, ધૂળઉપર જેમ લીંપણ ચોંટતું નથી, અને કાળી કામળી ઉપર બીજો રંગ લાગતો નથી તેમ તેમના અંતઃકરણમાંથી જીવત્વના ધર્મો અળપાઇ જતા નથી અને બ્રહ્મત્વનાં લક્ષણોનો તેમને સ્પષ્ટ અનુભવ થતો નથી. 'હું બ્રહ્મ છું' હું આનંદસ્વરૂપ છું' એવું લાખો વાર શ્રવણ કર્યાં છતાં, વ્યવહારમાં વિવિધ કષ્ટના પ્રસંગો પ્રાપ્ત થતાં તેઓને આનંદ સાતમે પાતાળે પેશી જાય છે; તેઓના મુખ-ઉપર અને નેત્રમાં પોતાના આનંદસ્વરૂપનો પ્રકાશ ઝગઝગવાને સ્થાને શોક અને ઉદ્વેગનો અંધકાર છવાઈ વળે છે. અને તેમનું અંતઃકરણ બ્રહ્માનંદરસાર્ણવમાં મહાઆનંદથી લોટવાને સ્થાને દશે દિશાએ પ્રકટેલી ત્રિવિધિ તાપની હોળીમાં પ્રજ્વળ્યા કરે છે. ધનનો ક્ષય થતાં તેઓના હોશકોશ ઉડી જાય છે. શરીરને વ્યાધિ પ્રાપ્ત થતાં કે કોઇ પ્રિયજનનું મૃત્યુ થતાં તેઓની મુખમુદ્રા રાંક અને દુઃખીજેવી થઈ જાય છે. શરીરથી આત્મા જુદો છે, એવાં પંચીકરણનાં ગોખેલાં વાક્યો તેમનું વ્યાધિના દુઃખથી રક્ષણ કરી શકતાં નથી, અને તેઓ કરુણ ઉપજે એવા, અન્ય અજ્ઞાનીના જેવા જ દુઃખોદ્ગાર કાઢે છે. જ્ઞાતાનો અને ઇંદ્રિયનો સંબંધ તેમને છૂટેલો ન હોવાથી શરીરની સહજ પીડા પણ તેમના આનંદના દીપકને ઓલવી નાંખવા સમર્થ થાય છે.

*     *     *

જે બ્રહ્મવિચાર અજ્ઞાનની નિઃશેષ નિવૃત્તિ કરી પરમાનંદની પ્રાપ્તિ કરે છે, તેનું સ્વરૂપ શું આ પ્રકારનું હોવું સંભવે છે? વ્યવહારમાં જે દુઃખની સ્થિતિઓ મનાય છે, તે પ્રાપ્ત થતાં, તેલની કઢામાં જેમ ભજીયાં તળાય છે, તેમ ત્રિવિધિ તાપવડે વૃત્તિઓ

ધીખ્યા કરે, એ શું બ્રહ્મવિચારવાનું ફળ છે? બ્રહ્મવિચારનું આવું ફળ કયે સ્થળે વર્ણાયું છે? અને આમ છતાં શાસ્ત્રાધ્યયન કરનાર અનેક મનુષ્યો પોતે ત્રિવિધિ તાપથી પરિતપ્ત રહેતા છતાં પોતાના અધ્યયન માત્રને–વેદાંતની પ્રક્રિયાઓના મનન માત્રને–બ્રહ્મવિચાર ગણી પોતાને બ્રહ્મવિચાર કરનાર બ્રહ્મજ્ઞાની માને છે, અને દુઃખના સંબંધથી અંતઃકરણમાં દુઃખ જણાતાં "અંતઃકરણને અને મારે ત્રિકાળ સંબંધ નથી," "સુખદુઃખ અંતઃકરણના ધર્મ હોવાથી તે તો તેમાં જણાય એ સ્વભાવિક છે" "અંતઃકરણના ધર્મ અંતઃકરણમાં પ્રકટે તેમાં મારા જ્ઞાનને કોઈ પણ પ્રકારની હાનિ નથી" આવાં લુલાં સમાધાનોવડે પોતાના મનને મનાવે છે, તથા અન્યના આગળ પોતાના બ્રહ્મજ્ઞાનીપણાને સ્થાપે છે. પરંતુ આ સઘળું વાચક જ્ઞાન છે. કાચના કડકામાં અને ચિંતામણિમાં જેટલો ભેદ છે, બાવળના વૃક્ષમાં અને સુરતરુમાં જેટલો ભેદ છે, તેટલો આ મિથ્યા જ્ઞાનમાં અને યથાર્થ બ્રહ્મજ્ઞાનમાં ભેદ છે. યથાર્થ બ્રહ્મવિચાર અંતઃકરણમાં પ્રકટતાં અંતઃકરણના સર્વ હર્ષશોકાદિ દ્વંદ્વ ધર્મો જેમ સૂર્યનો પ્રકાશ ઉદય થતાં અંધકાર અળપાઇ જાય છે, તેમ અળપાઇ જાય છે. જીવત્વવાળા અંતઃકરણમાં અને બ્રહ્મજ્ઞાન જેમાં પ્રકટે છે, તે અંતઃકરણમાં બહુ ભેદ છે. જેમ બળેલી દોરડી, દેખવા માત્ર હોય છે પણ તેથી ગાંસડી બાંધવાનો વ્યવહાર થતો નથી, તેમ બ્રહ્મજ્ઞાનના ઉદયવાળું અંતઃકરણ, અંતકરણ એવી સંજ્ઞાને ધરતું છતું તેમાં હર્શશોકાદિ ધર્મોનો વ્યવહાર થતો નથી. એ અંતઃકરણ અંતઃકરણ નથી, પણ બ્રહ્મસ્વરૂપ છે. જેમ બ્રહ્મ ત્રિવિધિ તાપથી ત્રિકાળ અલિપ્ત છે, તેમ તે અંતઃકરણને ત્રિવિધિ તાપનો, જ્ઞાનનો ઉદય થયા પછી કોઈ કાળે સંભવ રહેતો નથી.

*　　　*　　　*

ઘણા મનુષ્યો એવું માનતા હોય છે કે અંતઃકરણના ધર્મ અંતઃકરણમાં પ્રકટે, તેમાં જ્ઞાનને કશી હાનિ નથી. વૃત્તિથી મારૂં સ્વરૂપ ભિન્ન છે, એવું જ્ઞાન થયા પછી, વૃત્તિઓ ભલે પોતાના ધર્મથી ગમે તેમ વર્તે તો તેથી મારા મોક્ષને કોઇ પણ પ્રકારે બાધ થવાનો સંભવ નથી. આવું માની, આ મનુષ્યો યથાર્થ બ્રહ્મવિચાર જે સર્વ સાધનોમાં શિરોમણિ સાધન છે, તેમાં પ્રવેશ કરવા પ્રયત્ન કરતા નથી, અને અર્થની પ્રાપ્તિ કર્યા વિના માત્ર શબ્દોચ્ચારમાં જ અટવાયા કરે છે, પરંતુ બ્રહ્મજ્ઞાન અથવા બ્રહ્મવિચારનું ફળ જ એ છે કે અંતઃકરણના ધર્મોનો નિઃશેષ જય થવો, એ તેઓ જાણતા નથી. સ્પર્શમણિને અડવાથી લોહનું લોહપણું ન ગયું અને સુવર્ણ ન થયું તો લોહને, સ્પર્શમણિનો સ્પર્શ થયો જ નથી, એ સુસિદ્ધ છે. બ્રહ્મવિચારથી અંતઃકરણના અવિદ્યાવાળા ધર્મો ન છૂટયા તો એ બ્રહ્મવિચાર બ્રહ્મવિચાર નથી પણ ભ્રમવિચાર છે. જ્ઞાન અજ્ઞાનનો અર્થાત્ અવિદ્યાનો લય કરે છે, અને હર્ષશોકાદિ દ્વંદ્વ ધર્મો અવિદ્યાનાં કાર્યો છે, અને તેથી બ્રહ્મવિચારથી અવિદ્યાનાં આ હર્ષશોકાદિ કાર્યો લય ન થયાં, તો પછી એ બ્રહ્મવિચારે અંતઃકરણમાં પ્રકટીને શું કર્યું તે સ્પષ્ટ થતું નથી.

* * *

એક સમયે, સંધ્યાકાળે બણુબણુ નામનાં જીવડાંનો અને પતંગીયાંનો માર્ગમાં મેળાપ થયો. પતંગીયાંએ બણુબણુને પૂછયું કે તમે કોણ છો? બણુબણે ઉત્તર આપ્યું કે અમે પતંગીયાં છીએ. પતંગીયાંએ કહ્યું કે તમે પતંગીયાં નથી. તમારો આકાર જ અમારા જેવો કયાં છે? એમ છતાં તમે પતંગીયાં છો, એવી તમારે અમારી ખાતરી કરવી હોય તો આ પાસેના ગામમાં જઇને જોઇ આવો કે દીપકો પ્રકટયા છે? બહુ સારૂં, કહીને બણુબણુ ઉડીને પાસેના

ગામમાં ગયાં, અને થોડી વારે આવીને કહ્યું કે દીપકો કયારના પ્રકટી ચુકયા છે ! તેમનું આ ઉત્તર સાંભળી પતંગીયાં, બોલ્યાં, તમે દીવા જોઇ આવ્યાં, તેથી જ સિદ્ધ થાય છે તમે પતંગીયાં નથી, પણ કોઇ બીજી જાતના જીવડાં છો. સાચાં પતંગીયાં દીપક જોઇને તે પ્રકટયા છે, એવું કહેવા આવતાં જ નથી. તે તો તેમાં ઝંપલાવે જ છે. દીપકને જોઇને પતંગીયાંએ તેમાં ઝંપાપાત કરી પોતાનો પ્રાણ ન આપ્યો તો તે પતંગીયું નથી જ.

*　　　*　　　*

યથાર્થ બ્રહ્મજ્ઞાનીમાં અને મિથ્યા બ્રહ્મજ્ઞાનીમાં આ બણબણુ અને પતંગીયા જેટલું અંતર છે. યથાર્થ બ્રહ્મજ્ઞાન પ્રકટે અને શોકમોહાદિ ઉભા રહે, અંતઃકરણમાં અંતઃકરણના ધર્મો પ્રવર્ત્યા કરે, ઈંદ્રિયો ઈંદ્રિયોના વ્યાપારમાં ઉદ્યુક્ત રહે, ત્રિવિધ તાપથી શરીર તથા અંતઃકરણ પ્રજળ્યા કરે તો એ યથાર્થ બ્રહ્મજ્ઞાન નથી. એ શબ્દોચ્ચાર માત્ર છે. એ 'શંખ' ની પેઠે 'સવાલાખ રૂપૈયા વાણીમાં જ માત્ર આપનાર છે. શંખલીની પેઠે સાચા દ્રવ્યનું દર્શન કરાવનાર એ નથી.

*　　　*　　　*

જેમ પાકશાસ્ત્રનો અભ્યાસ દુધપાક અથવા લાડુ કેમ બનાવવો, તેનો વિધિ શીખવે છે, કંઇ દુધપાક અથવા લાડુનો સ્વાદ અર્પી ક્ષુધા ટાળતો નથી, તેમ શાસ્ત્રાભ્યાસ અને સદ્‌ગુરુદ્વારા મળેલી યુક્તિઓ બ્રહ્માત્મસાક્ષાત્કાર કેમ કરવો તેનો વિધિ શીખવે છે, કંઇ બ્રહ્માત્મસાક્ષાત્કાર કરાવી બ્રહ્માનંદનું સુખ અર્પતા નથી. બ્રહ્માનંદના સુખનો અનુભવ કરવા અર્થે તો બ્રહ્મવિચારનો અભ્યાસ કરવો પડે છે. અને આ બ્રહ્મવિચારનો અભ્યાસ કંઇ હસ્તમાં પાનાંપુસ્તક રાખી તેને વાંચવાથી કે કોઇ સ્વામિસંન્યાસીપાસે તેનું પઠન કરવાથી

થતો નથી. બહુ બહુ તો આવો વ્યાપાર શ્રવણમાં ગણી શકાય. મનન અને નિદિધ્યાસન થયા વિના કેવળ શ્રવણ સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવતું નથી. પરંતુ આજે અનેક મનુષ્યો શ્રવણથી જ પોતાને કૃતકૃત્ય માને છે. મનન અને નિદિધ્યાસનને કડાકુટ ગણી તેમાં પ્રવેશવાનું ઉચિત ધારતા નથી.

* * *

દુધપાક કેમ બનાવવો તેનો વિધિ એકવાર જાણી લીધા પછી પચીસ પચાસ પુસ્તકો ભેગાં કરી પ્રત્યેકમાંથી તેના તે વિધિને, ભિન્ન ભિન્ન શૈલિથી વર્ણેલા વાંચ્યા કરનારને, અને દુધપાક ખાવાની ઇચ્છા છતાં તેને બનાવવાનો પ્રયત્ન ન કરનારને જેમ મિથ્યા કાળક્ષેપ કરનાર બુદ્ધિમાન્ મનુષ્યો ગણે છે તેમ બ્રહ્મવિચારનું સ્વરૂપ અનેક ગ્રંથોથી નિર્ણય કરી લીધા પછી પણ, તે વિચારને વૃત્તિમાં આરૂઢ કરવા માટે મનન અને નિદિધ્યાસનને ન સેવતાં, શાસ્ત્રના ગ્રંથની જ પુનઃ પુનઃ આવૃત્તિ કરનારને સત્પુરુષો મિથ્યા કાળક્ષેપ કરનાર ગણે છે. પરંતુ આજે અનેક મનુષ્યો આમ જ કરે છે. એક પુસ્તક મૂકી બીજું વાંચે છે, બીજું મૂકી ત્રીજું વાંચે છે, એમ વાંચવામાં જ વિશેષ કાળ ગાળે છે.

* * *

ફળ ન જણાવામાં મનન અને નિદિધ્યાસનનો અભાવ એ મુખ્ય કારણ છે. એક વિદ્વાનનો એવો અભિપ્રાય છે કે શાસ્ત્રાભ્યાસ એક કલાક કર્યો હોય તો દશ કલાક મનન કરવું જોઇએ, અને મનન દશ કલાક કર્યું હોય તો સો કલાક નિદિધ્યાસન કરવું જોઇએ. જેમ ભોજન કરનાર મનુષ્ય ભોજન માત્ર પા કે અર્ધો કલાકમાં કરી લે છે, પણ જઠરમાં તેનો પરિપાક થવાને વચ્ચે સાત આઠ કલાક જવા દે છે, તેમ શાસ્ત્રાભ્યાસના મનનને માટે અધિક કાળ ગાળવો જોઇએ.

અને જેમ જઠરમાં પરિપાક થયેલા આહારની વીર્યપર્યંત ધાતુ થતાં ચાળીશ દિવસ લાગે છે. તેમ મનન કરેલા અર્થને અંતઃકરણમાં આરૂઢ કરવામાટે મનનથી પણ અધિક કાળ ગાળવો જોઇએ. આમ નથી કરવામાં આવતું તો જેમ અન્નનો પરિપાક થયા વિના, જઠરમાં અન્ન કલાકે કલાકે નાંખવામાં આવે તો તે ધાતુરૂપ કે પુષ્ટિરૂપ ન થતાં મળરૂપ અથવા વિષરૂપ થાય છે, તેમ મનન અને નિદિધ્યાસવિના શાસ્ત્રાભ્યાસ મોક્ષસાધક ન થતાં મિથ્યા ભારરૂપ થાય છે.

* * *

શ્રવણ કરતાં મનનમાં વિચારનો વેગ શિથિલ થાય છે, અને મનનકરતાં નિદિધ્યાસનમાં તે અત્યંત શિથિલ થાય છે. જેમ ધ્યાનમાં ધ્યાન કરવાની વસ્તુમાત્રનો જ વિચાર ધ્યાન કરનારની વૃત્તિમાં આરૂઢ હોય છે, સ્રીપુત્ર, ઘર, બાર, કે એવી સેંકડો અને હજારો વસ્તુઓની હારની હાર વૃત્તિમાં સ્ફુરતી નથી તેમ નિદિધ્યાસનમાં પોતાના આત્મસ્વરૂપનો એક જ વિચાર વૃત્તિમાં આરૂઢ હોય છે, આ દશ્યના સેંકડો કે હજારો વિચારો કે પોતાના જીવત્વના વિચારો વૃત્તિમાં સ્ફુરતા નથી. આત્મસ્વરૂપનો એક જ વિચાર વૃત્તિમાં આરૂઢ હોય છે, ત્યારે વિચારનું ચાંચલ્ય હોતું નથી, પણ વાયુવિનાના સ્થળમાં જેમ દીપકની જ્યોતિનિષ્કંપ ઝગઝગે છે, તેમ વિચારની એક આત્મસ્વરૂપમાં જ અચલ સ્થિતિ હોય છે. વિચારની આવી આત્માકાર અચલ સ્થિતિ જીવત્વને ટાળી, બ્રહ્મત્વનો અખંડ અનુભવ કરાવે છે.

* * *

પુસ્તકનું પાનું હાથમાં રાખી માત્ર વાંચ્યા કરવાથી શી રીતે આવી સ્થિતિ પ્રાપ્ત થાય ? આવી સ્થિતિ પ્રાપ્ત કરવા સંયમ એ જ

સમર્થ ઉપાય છે. જેઓ અસંખ્ય પદાર્થનું ચિંતન કરતી વૃત્તિને પાછી વાળી એકલા પોતાના આત્મસ્વરૂપને જ અંતઃકરણમાં પ્રવેશી ચિંતે છે, તેઓ ક્રમે ક્રમે સર્વ વિરોધી વૃત્તિઓના નિગ્રહને સાધી અખંડ આત્માકાર વૃત્તિ રાખવા સમર્થ થાય છે. અંતરાત્મા અંતર હોવાથી સંયમવડે અંતર ઉતરનાર જ અંતરાત્માને અપરોક્ષ કરી શકે છે. અન્નમય કોશમાંથી જેઓ વૃત્તિઓના સમૂહને પ્રાણમય કોશમાં સ્થાપતા નથી, પ્રાણમય કોશમાંથી તેમને અંતર આકર્ષી મનોમય કોશમાં સ્થાપતાં નથી, મનોમય કોશમાંથી વિજ્ઞાનમયમાં, અને વિજ્ઞાનમયમાંથી આનંદમય કોશમાં સ્થાપતા નથી, તેઓ બ્રહ્માનંદરૂપી અમૃતનું પાન કરી મર્ત્ય દેહમાં અમરત્વ અનુભવતા નથી. પાંચ પથારવાળી વાવના પહેલા પથાર ઉપર ઉભા રહેનાર જેમ જળનું પાન કરી શકતો નથી તેમ અન્નમય કોશમાં અર્થાત્ સ્થૂલ દેહના અને ઇંદ્રિયોના વ્યાપારવાળા પહેલા પથાર ઉપર રમ્યા કરનાર બ્રહ્માનંદજળ પી શકતો નથી. અન્નમય કોશમાંથી ભીતર પ્રાણમય કોશમાં ઉતરતાં ઇંદ્રિયોનું ચાંચલ્ય શમે છે, પ્રાણમય કોશમાંથી ભીતર મનોમય કોશમાં ઉતરતાં પ્રાણનો વેગ શિથિલ થાય છે, મનોમય કોશમાંથી ભિતર વિજ્ઞાનમયમાં ઉતરતાં મન સંકલ્પવિકલ્પ ધર્મને ત્યજે છે, અને વિજ્ઞાનમયમાંથી ભીતર આનંદમયમાં ઉતરતાં બુદ્ધિ આત્મસ્વરૂપમાં સુસ્થિર અને સુપ્રતિષ્ઠિત થાય છે.

*   *   *

આત્મસ્વરૂપ સુસ્થિર અને નિર્વ્યાપાર છે. તેમાં સ્થિત થનાર સુસ્થિર અને નિર્વ્યાપાર થાય છે. મન, વાણી, બુદ્ધિ, ઇંદ્રિયો ત્યાં અક્રિય થાય છે. ત્યાં ત્રિવિધિ તાપનો સ્પર્શ નથી.

*   *   *

ગાયન ઉત્તમ પ્રકારની કળા છતાં તથા તે વિધિવડે સેવવાથી

મોક્ષપર્યંતના સર્વોત્તમ સુખને અર્પનારી છતાં પણ ઘણે ભાગે હલકા પ્રકારના દુરાચરણી લોકોમાં તેનો પ્રસાર થયેલો હોવાથી, જેમ આપણા લોકોમાં તે કળાને માટે હલકો વિચાર બેશી ગયો છે, અને તેથી અત્યંત હાનિ થવાનો સંભવ મનાય છે, તેમ પ્રેમ એ ગુણ વસ્તુતઃ ઇશ્વરનો અંશ અથવા ઇશ્વરસ્વરૂપ હોવાથી મનુષ્યનું સર્વોત્તમ હિત સાધનાર છતાં પણ, વિવિધ દુરાચરણી મનુષ્યોએ વિષયનાં સુખો પ્રાપ્ત કરવામાં તેનો ઉપયોગ કરેલો હોવાથી, ઘણા મનુષ્યો પ્રેમ એ શબ્દથી ભડકે છે, અને તે કોઇ અત્યંત હાનિ કરનારો ગુણ છે, એમ માને છે. પરંતુ યોગ્ય વિચારથી પ્રેમ આ વિશ્વમાં મોટામાં મોટો સર્વોત્તમ ગુણ છે. જીવનમાં મનુષ્યનું સર્વોત્તમ કલ્યાણ કરનારી પ્રેમજેવી અન્ય એક વસ્તુ નથી. યથાર્થ પ્રેમ જે અંતઃકરણમાં પ્રકટે છે, તેને શું શું ઉત્તમ હિત પ્રાપ્ત નથી થતું તે કહી શકાતું નથી, અર્થાત્ હિત માત્રને અર્પનાર જો કોઇ એક ગુણ આ વિશ્વમાં હોય તો તે પ્રેમ જ છે. વિશુદ્ધ પ્રેમ એ એક અપ્રતિમ સમર્થ લોહચુંબક છે, અને તે જેના અંતઃકરણમાં ઉદય પામ્યો હોય છે, તેના પ્રતિ ત્રિભુવન અને ત્રિભુવનની બહારના સમગ્ર શુભ પદાર્થ આકર્ષાઇ આવે છે. પ્રેમ એ વસ્તુ માત્રનો આત્મા છે, અને તેથી વિશુદ્ધ પ્રેમ પ્રકટતાં વસ્તુ માત્ર ઉપર સ્વામિત્વ પ્રાપ્ત થાય છે.

* * *

મનુષ્યો સ્પર્શમણિને પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવે છે, પરંતુ થોડા જ જાણે છે કે વિશુદ્ધ પ્રેમ હજારો અને લાખો સ્પર્શમણિને પ્રકટાવવા સમર્થ છે. ચિંતામણિ કે સુરતરુ જે કાર્ય નથી સાધી શકતાં તે વિશુદ્ધ પ્રેમ સાધે છે. વિવિધ સાધનોવડે પ્રસન્ન ન થનાર ઇશ્વર વિશુદ્ધ પ્રેમવડે વશ થાય છે. વિશુદ્ધ પ્રેમ જીવનનું જીવન છે. વ્યાધિ, વાર્ધક્ય તથા મૃત્યુનો નાશ કરનાર અમૃત છે. દારિદ્રયાદિ દુઃખોને

હણનાર અમોઘ નિધિ છે, અને આશ્ચર્યકારક ઐશ્વર્યને અર્પનાર સિદ્ધિ છે.

*　　　*　　　*

વિશુદ્ધ પ્રેમ પ્રકટતાં દુરાચારી સદાચરણી થાય છે, અનુદાર ઉદાર થાય છે, કાયર શૂર બને છે; સ્વાર્થી પરોપકારી થાય છે; પશુ, દેવ બને છે. સ્વલ્પમાં પ્રેમ નિંદ્ય મલિન પદાર્થોનું રૂપાંતર કરી તેમને સુંદર આશ્ચર્યકારક ગુણવાળા કરનાર ઇશ્વરી રાસાયણિક શક્તિ છે.

*　　　*　　　*

વ્યાધિનો નાશ કરવા, આ ઔષધ અને પેલું ઔષધ, આ વૈદ્ય અને પેલા ડોકટરને શું કરવા સેવો છે? વિશુદ્ધ પ્રેમને હૃદયમાં પ્રકટાવી તેને સેવો અને તમે અનુપમ આરોગ્ય અનુભવશો. કલ્યાણને સાધનાર જ્ઞાનને માટે આ ગ્રંથ અને પેલા ગ્રંથનાં પાનાં શા માટે ઉથલાવો છો, આ વિદ્વાન્ અને પેલા વિદ્વાન્‌ની સંગતિમાં શા માટે વ્યર્થ કાળ ગાળો છો, આ કથા પેલી કથા, આ વ્યાખ્યાન અને પેલું વ્યાખ્યાન સાંભળવાને માટે ધક્કા ખાઓ છો? વિશુદ્ધ પ્રેમનો હૃદયમાં આવિર્ભાવ કરો, તમે જ્ઞાનવાન અને ધીમાન થશો; કે જે જ્ઞાન અથવા વિદ્વત્તા કિશોર કવિના કહેવા* પ્રમાણે સપ્ત પ્રકારના પરિતાપથી બાળનાર થતી નથી, પણ સર્વ પરિતાપનું શમન કરી અપૂર્વ શાંતિને આપે છે. એટલું જ નહિ, પણ જ્ઞાનનાં અમૃતમય કિરણોના પ્રકાશ વડે જ્યાં ત્યાં સર્વને સુખી કરે છે. ધનવાન થવાને માટે આ વ્યાપાર અને પેલો વ્યાપાર કરવાનો, આ ઉપરી અને

---

* કિશોર કવિ કહે છે કે

તીન તાપમે જગ જલે, પંડિત સપ્ત કિશોર.
હાર, જીત, વિસ્મરન, પાઠન, ચાર તાપ લગે ઔર.

પેલાઉપરીની ખુશામત કરવાનો, આનું મન રાખવાનો અને તેનું મન રાખવાનો સંતાપકારક પરિશ્રમ શા માટે સેવો છો? વિશુદ્ધ પ્રેમનો આશ્રય લો, કારણ કે સંપત્તિ વિશુદ્ધ પ્રેમની પાછળ પાછળ દાસીની પેઠે અનુસરે છે.

* * *

આ વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ શું? શું કોઈ અનુપમ લાવણ્યમયી સ્ત્રીના ઉપર અત્યંત પ્રીતિ કરવી, તેને માટે પ્રાણ અર્પી દેવો, તેને દુઃખી જોઇ બ્રહ્માંડ તુટી પડતું હોય એવા દુઃખનો અનુભવ કરવો, અને સ્વલ્પમાં તેને પોતાનું સર્વસ્વ અર્પી દેવું, એ શું આ વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ છે? અથવા શું પોતાના કોઇ પ્રિય મિત્ર કે પ્રિય પુત્ર કે પ્રિય સંબંધીમાટે ઉપર કહેલું સર્વ કરવું એ વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ છે? અથવા શું કોઇ અમુક વસ્તુમાટે અથવા પોતાના દેશમાટે, કે પોતાના જાતિભાઇઓમાટે આમ કરવું એ વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ છે? અથવા કોઇ દેવળમાં બેસાડેલી ઇશ્વરની પ્રતિમામાટે, અથવા મર્યાદાવાળા દેહમાં જણાતા કોઇ મહાપુરુષમાટે, અથવા સ્વર્ગમાં કે વિષ્ણુલોકમાં કે બ્રહ્મલોકમાં માની લીધેલા ઇશ્વરના કોઇ સ્વરૂપ માટે ઉપર કહેલું સર્વ કરવું, એ શું વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ છે?

* * *

ઉપર વર્ણેલા વિવિધ પ્રાણિપદાર્થ વગેરે પ્રતિનો પ્રેમવાળો વ્યવહાર એ વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ નથી. એમાં પ્રેમના અંશો આવે છે, એ વાત સાચી છે, પરંતુ પ્રેમ પૂર્ણ કળાએ તેમાં પ્રકાશતો નથી. એમાં પ્રેમના થોડા અંશો આવતા હોવાથી તે વડે સુખનું ભાન થાય છે, તથા વિવિધ લાભ થાય છે, પણ તે પૂર્ણ કળાવાળો પ્રેમ ન હોવાથી તેથી પૂર્ણ સુખનું, પૂર્ણ લાભનું ભાન થતું નથી. પૂર્ણ પ્રેમ અથવા વિશુદ્ધ પ્રેમમાં અમુકઉપર પ્રેમ અને તે વિનાના અન્ય

સર્વઉપર પ્રેમનો અભાવ હોતો નથી. સૂર્ય જેમ જ્યાં પ્રકટે છે, ત્યાં એક સ્થળે ઓછો અને એક સ્થળે વધારે એમ પ્રકાશ નાંખતો નથી. પણ સર્વત્ર સરખો પ્રકાશ નાંખે છે, તેમ વિશુદ્ધ પ્રેમને એક વસ્તુ પ્રેમ કરવા યોગ્ય અને એક પ્રેમ ન કરવા યોગ્ય એમ હોતું નથી. વિશુદ્ધ પ્રેમમાં આ ગ્રહણ કરવા જેવું અને આ ટાળી નાંખવા જેવું, એવું કાંઇજ હોતું નથી. વિશુદ્ધ પ્રેમમાં મર્યાદા નથી. વિશુદ્ધ પ્રેમ એક દેશમાં બંધાયલો હોતો નથી. તે અમર્યાદ હોય છે, તે સર્વવ્યાપક હોય છે. તેને મારૂં તારૂં, સારૂં નઠારૂં, યોગ્ય અયોગ્ય એવો ભેદ નથી. એક દેશમાં, એક વસ્તુમાં, એક વ્યક્તિમાં, પ્રેમનું જે પૂરાઇ રહેવું, તે વિશુદ્ધ પ્રેમ નથી. તે પ્રેમનું સંકુચિત સ્વરૂપ છે. એકના ઉપર પ્રેમ અને તે વિનાના અન્ય સર્વઉપર તેવા જ પ્રેમનો અભાવ, એ દીપકનો પ્રકાશ છે, જે એક ઘરને જ પ્રકાશિત કરે છે. અન્ય સ્થલના અંધકારને તે ટાળી શકતો નથી. તે સમગ્ર ભૂમંડળને પ્રકાશિત કરનાર સૂર્યના પ્રકાશતુલ્ય નથી. તે રાગદ્વેષનો જનક છે. એકના ઉપર પ્રેમકિરણો પ્રસારી તે અન્ય સ્થળે અંધકાર રાખે છે. આવો પ્રેમ મર્યાદાવાળા સુખને, મર્યાદાવાળી સંપત્તિને, મર્યાદાવાળા આરોગ્યને, મર્યાદાવાળા ઐશ્વર્યને આપે છે. સર્વવ્યાપક પ્રેમજ વિશુદ્ધ પ્રેમ છે, અને તે જ અમર્યાદ સુખસંપત્તિઐશ્વર્યાદિને અર્પે છે.

* * *

સર્વત્ર બ્રહ્મભાવના, સર્વત્ર આત્મભાવના, સર્વને—જડને ચેતનને, ચરને અચરને---પોતાના આત્માસમાન પ્રિય ગણવા, સર્વના ઉપર પોતાના આત્મસમાન વિશુદ્ધ પ્રેમ રાખવો, એ યથાર્થ વિશુદ્ધ પ્રેમ છે. દેવળમાં દેવને જોઇને હર્ષાશ્રું પાડવાં, અને અન્ય સ્થળે મનુષ્યોને જોઇને નાકનું ફુંગારવું, ચઢાવવું કે મુખનો દાથરો ચઢાવવો, કે અભાવ સૂચવવો, એ વિશુદ્ધ પ્રેમ નથી. પ્રિયતમાને

જોઇને કે પ્રિય પુત્રને કે મિત્રને જોઇને હૃદય વિકસિત કરવું, અને અન્યનો સંબંધ થતાં, પ્રેમને કાચબાના પગની પેઠે હૃદયમાં સંકોચાઇ ગયેલો અનુભવવો, એવું વિશુદ્ધ પ્રેમનું એક દેશી સ્વરૂપ હોતું નથી.

*    *    *

'મારૂં ને તારૂં એવી હદ નથી જેમાં રે, એવું હરિગુરુપદ ચહાજે રે.
'અમર્યાદ આ પ્રેમ વધારી તે, મહામળહર જળમાં નહાજે રે.

પરમાત્મસ્વરૂપ **શ્રીમનન્નૃસિંહાચાર્યજી**રચિત ઉપરની પંક્તિઓમાં પ્રેમના સ્વરૂપની જે સર્વોત્તમ વ્યાખ્યા, થોડા પણ અત્યંત ગંભીર અર્થને વહન કરનાર શબ્દોમાં બંધાઇ છે, તેનું મનન કરી, તેનું રહસ્ય અંતરમાં ઉતારવા પ્રત્યેક સુખેચ્છક પુરુષે પ્રયત્ન કરવો યોગ્ય છે, વિશુદ્ધ પ્રેમમાં મારૂં અને તારૂં એવો ભેદ હોતો જ નથી. દેશ, કાળ. અને વસ્તુપરિચ્છેદથી તે રહિત છે. વિશુદ્ધ પ્રેમને અભાવનો કોઇ વિષય જ નથી. જ્યાં જ્યાં દષ્ટિ પડે, જ્યાં જ્યાં ઇંદ્રિયો તથા મન જાય ત્યાં ત્યાં વિશુદ્ધ પ્રેમને પોતાના પ્રિયતમનું જ ભાન થાય છે. એક અણુ પણ પ્રિયતમવિનાનું તેને જણાતું નથી. સર્વત્ર, અંતર્બાહ્ય પોતાના પ્રિયતમની જ તેને પ્રતીતિ હોય છે. આવો અમર્યાદ વિશુદ્ધ પ્રેમ જ મહામળને હરનાર છે, દુઃખમાત્રથી તારનાર છે, અને અખંડ સુખમાં સ્થાપનાર છે.

*    *    *

વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ પ્રલ્હાદના ચરિત્રમાં આદ્યંત વ્યાપી રહ્યું છે. જળમાં, સ્થળમાં, નભમાં, અનલમાં, અનિલમાં, કાષ્ઠમાં, પાષાણમાં, દુર્જનમાં, સજ્જનમાં, પશુપક્ષિમાં, જંતુમાં આ મહાભક્તને, આ પ્રેમની વિશુદ્ધ મૂર્તિને, પ્રિયતમવિના અન્ય કંઇ જ જણાતું ન હતું. પ્રલ્હાદના ઇષ્ટ કોઇ ધાતુની મૂર્તિમાં કે પાષાણની

પ્રતિમામાં કે કાગળની છબીમાં, કે કોઇ એક વ્યક્તિમાં જ સ્થિત હતા, અને બહાર બધે અંધકાર હતો, એમ ન હતું. દેવળ અડકાવ્યું, કે સેવાગૃહ બંધ કર્યું કે પૂજાથી પરવાર્યા કે સ્નાનસંધ્યાથી મુક્ત થયા, કે પ્રલ્હાદના ઇષ્ટ લોપ થઇ જતા ન હતા. વ્યવહાર કરો કે સંયમમાં પ્રવેશો, ઉઠો, બેસો, ચાલો કે ઉંઘો, ગમે તે ક્રિયા કરો પણ પ્રલ્હાદની વૃત્તિ પોતાના પ્રિયતમના જ અનુસંધાનવાળી રહેતી. પ્રલ્હાદને સર્વ જ પ્રિયતમરૂપ જણાતું. આ વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ છે.

* * *

દેવળમાં દેવને ન માનવાનું, કે પ્રતિમાની સેવાપૂજા ન કરવાનું કે કોઇ યોગ્ય મહાપુરુષમાં અવિરલ ભકિત ન ધરવાનું આ સ્થળે કહ્યું નથી. સર્વત્ર વિશુદ્ધ પ્રેમનો ઉદ્દેશ, અમુકમાં પ્રેમ કરવો અને અમુકમાં ન કરવો એવો હોયજ નહિ. પરંતુ અત્રે જે કહ્યું છે તે એ કે પ્રતિમા, દેવ કે મહાપુરુષની ભક્તિમાત્ર કોઈ કરે, અને તે વિનાના સર્વ સ્થાનમાં રાગદ્વેષ પ્રવર્તાવે તો તેવી ભકિત એક દેશી છે. તે લાભકારક છે, પણ સર્વોત્તમ લાભને કરનારી નથી. તે હજાર અથવા લક્ષ રૂપૈયાને આપનાર ક્રિયાજેવી છે, પણ અનર્ગળ દ્રવ્ય આપનાર ક્રિયાજેવી નથી. તે સાધનરૂપ છે, પણ સાધનની સમાપ્તિ ત્યાંજ થાય છે એમ નથી. તે એકડો કાઢવા જેવી છે, પણ એકડો કાઢતાં આવડવો એ જ વિદ્યાનો પરાવધિ નથી. આવી એક દેશી ભકિતવાળાએ ત્યાં જ ઠરીને "અઠે દ્વારકાં" કરવાનું નથી, પણ આગળ વધવાનું છે. તેમણે સર્વત્ર ઇષ્ટદર્શન કરવાનું છે. સર્વત્ર ભક્તિનો પ્રવાહ પ્રવર્તાવાનો છે. સર્વત્ર વિશુદ્ધ પ્રેમનાં કિરણો વિસ્તારવાનાં છે. સર્વત્ર વિસ્તરેલો પ્રેમ, અમર્યાદ અવસ્થાને પામેલો પ્રેમ જ બ્રહ્મીભૂત કરનાર છે. એ અમર્યાદ વિશુદ્ધ પ્રેમ બ્રહ્મરૂપ જ છે. એ જ બ્રહ્મ છે.

*　　　　　*　　　　　*

જેમ બ્રહ્મના કકડા કરી શકાતા નથી, તેમ વિશુદ્ધ પ્રેમના કકડા કરી શકાતા નથી, અર્થાત્ તેના અંશ હોતા નથી. જેમ બ્રહ્મ એક દેશમાં હોય અને અન્ય દેશમાં ન હોય એમ બનતું નથી, તેમ વિશુદ્ધ પ્રેમ એક સ્થળે હોય અને અન્ય સ્થળે ન હોય એ બનતું જ નથી. એક સ્થળમાં હોવું અને અન્ય સ્થળમાં ન હોવું, એ વિશુદ્ધ પ્રેમનું સ્વરૂપ નથી; પણ તે કામનું, રાગનું, પ્રીતિનું એ આદિ વિકારોનું સ્વરૂપ છે. વિશુદ્ધ પ્રેમ નિર્વિકાર છે. કામ, રાગ, પ્રીતિ એ આદિ વિકારો વધે છે, તથા ઘટે છે. વિશુદ્ધ પ્રેમમાં વધવાઘટવાપણું છે જ નહિ. તે એકરૂપ, એકરસ અમર્યાદપણે વિલસે છે.

*　　　　　*　　　　　*

"વિશુદ્ધ પ્રેમની મોટી મોટી વાતો સાંભળી, પણ તે હૃદયમાં પ્રકટાવવો શી રીતે? તેને પ્રકટાવવાનો કોઇ ઉપાય છે?" હા છે. ઉપાય હોવાથી જ આ લખવાનો ઉપક્રમ કર્યો છે. પણ ઉપાયનું મહાત્મ્ય તેને આચારમાં મુકવાથી જણાય છે. આહારને જોવાથી પુષ્ટિ મળતી નથી, પણ ખાવાથી મળે છે, તેમ ઉપાયને વાંચવાથી કે વખાણવાથી કશું વળે એમ નથી પણ તેને આચારમાં મુકવાથી જ લાભ છે. ઘણા મનુષ્યો ઉપાય પુછવામાં શૂરા હોય છે, પણ ઉપાય કહેતાં, આચારમાં મુકવાની તેમણે બાધા લીધી હોય છે. કેટલાક આચારમાં મુકીને ઉપાયની સત્યતાનો અનુભવ કરી જોયાવિના, "એમાં શું? એમાં શો માલ છે? એથી શું વળે એમ છે?" એવું ડોક્યા કરવાની ટેવ પડી ગઇ હોય છે. તેવાં મનુષ્યોએ હવેનાં એક બે પૃષ્ઠ વાંચવા પરિશ્રમ ન લેવો. બુદ્ધિમાન્ વિવેકી મનુષ્યો જાણે છે કે સુખપ્રાપ્તિના ઉપાયો સર્વદા સરળ જ હોય છે. કાર્યને ઉત્પન્ન કરનાર કારણ સર્વદા સાદુ હોય છે, પણ તેનાથી ઉત્પન્ન થતાં કાર્યો

ચમત્કારિક અને અત્યંત સૌંદર્યવાળાં હોય છે. પૃથ્વી એ કેવો સાદો પદાર્થ છે! પણ તેમાંથી કરોડો જાતનાં કેવાં ચમત્કારિક અને મનોહર પુષ્પો થાય છે! પુષ્પ પૃથ્વીમાં ઉગે છે, એવું કોઈ ન જાણતું હોય, અને તેને વિવિધ મનોહર રંગવાળું એક સુંદર પુષ્પ આપ્યું હોય અને તેને કહ્યું હોય કે આ માટીમાંથી આ ઉત્પન્ન થયું તો તે વાત માનતાં તેને કેટલો સંકોચ થાય? એમ છતાં સર્વને સુવિદિત છે કે જેમાં સુવાસ તથા સુંદર વર્ણ અપ્રકટ છે, એવી પૃથ્વીમાંથી પુષ્પ વગેરે ઉત્પન્ન થાય છે. અર્થાત્ સાદાં જણાતાં સાધનો બુદ્ધિમાને અશ્રદ્ધા કરવા યોગ્ય નથી.

*　　　　*　　　　*

તમારે વિશુદ્ધ પ્રેમ હૃદયમાં પ્રકટાવવા માટે આરંભમાં વિશુદ્ધ પ્રેમ તમારા હૃદયમાં છે જ, એમ દઢપણે માનવું જોઇએ. જે વસ્તુ જ્યાં નથી હોતી તે વસ્તુ ત્યાં કદી પ્રકટતી નથી. કાષ્ઠમાં અગ્નિ છે, માટે જ તે ત્યાં મંથનરૂપ ઉપાયવડે પ્રકટ થાય છે. કાષ્ઠમાં સોનું નથી. માટે ગમે તે ઉપાય કરીએ તો પણ તે તેમાં પ્રકટ થતું નથી. આપણામાં વિશુદ્ધ પ્રેમ છે, માટે જ તેનું આપણને ભાન થવું સંભવે છે. તેથી દઢપણે માનો કે તમારામાં વિશુદ્ધ પ્રેમ પૂર્ણ કલાથી પ્રવર્તી રહ્યો છે. જે જે ઉંચા ગુણો આપણામાં જણાતા ન હોય તે તે ગુણો આપણામાં છે, એવું આરંભમાં દઢપણે માનવું, એ એ તે તે ગુણોને આપણામાં પ્રકટ અનુભવવાનું પ્રથમ પગથીયું છે. તેથી તમારામાં વિશુદ્ધ પ્રેમનું તમને ભાન ન થતું હોય તો માની લો —બળાત્કારથી માની લો—કે તમારામાં તે છે. પછી પુનઃ પુનઃ જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે ત્યારે 'મારામાં વિશુદ્ધ પ્રેમ છે' 'હું પ્રેમસ્વરૂપ છું.' એવી ભાવના કર્યા કરો. દિવસમાં સો વાર કે હજાર વાર ધાર્યા કરો કે 'હું વિશુદ્ધ પ્રેમસ્વરૂપ છું' જે જે મનુષ્ય

તમને મળે, જેના જેના સંબંધમાં તમે આવો, તે તે મનુષ્યપ્રત્યે મનથી બોલતા જાઓ કે 'હું તમને પૂર્ણ પ્રેમથી ચાહું છું.' 'તમે મને અત્યંત પ્રિય છો.' જે જે પદાર્થોનો તમારે સંબંધ થાય તે તે પદાર્થોને મનથી કહો કે 'હું તમને અત્યંત પ્રીતિના વિષય ગણું છું.' જે જે ક્રિયા તમારે કરવાની આવે તે તે પ્રત્યેક ક્રિયા વખતે મનમાં એવા ભાવને જાગ્રત્ રાખો કે "આ ક્રિયા મારી અત્યંત પ્રીતિનો વિષય છે." જ્યાં જ્યાં દૃષ્ટિ પડે, જે જે શ્રવણે પડે, જેનો જેનો સંબંધ થાય તે સર્વને મનથી કહ્યા કરો કે 'તમે મને અત્યંત પ્રિય છો. પુનઃ પુનઃ બોલો, સો વાર બોલો, હજાર વાર બોલો, લાખ વાર બોલો. તમને તે પ્રાણિપદાર્થ કે ક્રિયા ખરી રીતે અંતરથી અપ્રિય જણાતાં હોય, તમને તેમનો અણગમો હોય કે તિરસ્કાર હોય કે દ્વેષ હોય, તેની ચિંતા નહિ. તમારો અંતરનો ભાવ ગમે તેવો હોય, તે ભાવને જોવાની જરૂર નથી. માત્ર આ નવા ભાવને જ મનોમય વાણીથી બોલ્યા કરો. આ નવા ભાવનું કલ્પનામાં સ્વરૂપ રચો. તેમના ઉપર તમે ખરો જ પ્રેમ રાખો છો, એવું ડોળ કરો. મનથી તે જ પ્રમાણે માનો. તમારા જુના ભાવનું વિસ્મરણ કરી આ નવા ભાવને જ ઉત્સાહથી સેવો. તમારાથી બને તે પ્રમાણે આ નવા ભાવ માટે ગાંડાઘેલા થઇ જાઓ. આમ ને આમ કર્યા જ કરો. અભ્યાસ છોડો નહિ. ત્યાં સુધી કર્યા કરો કે જ્યાં સુધી તમે ખરા પ્રેમના અંકુરોને તમારા હૃદયમાં ફુટી નીકળતા અનુભવો. સમય જતાં, જે અપ્રકટ હતું, તે પ્રકટ થયેલું તમને જણાશે. તમારામાં પ્રેમ પ્રકટ થયેલો તમે જોશો. અને એમ થાય એમાં કંઇ આશ્ચર્ય નથી. એમ થવું જ જોઇએ. કારણ તમે પોતે વિશુદ્ધ પ્રેમસ્વરૂપ છો; અને આખું વિશ્વ તમારું સ્વરૂપ છે, તેથી આખા વિશ્વ ઉપર તમને પ્રેમ પ્રકટે છે. જડ અને અજડ સર્વપ્રતિ તમને વિશુદ્ધ

પ્રેમભાવના પ્રકટે છે.

*　　　*　　　*

તમારા ઘરમાં એક ખુણામાં પંદર હાથ ઉંડે મહોરોના ભરેલા પચાસ ચરુ છે, એવું કોઈ વિશ્વાસપાત્ર મનુષ્યે તમને કહ્યું, તો તે જ ક્ષણે શું તમારા હાથમાં મહોરો આવી પડે છે? ના. તમે પ્રથમ તે વાત દઢપણે માનો છો. પછી જમીન ખોદવાના સાધનો એકઠાં કરો છો. પચાસ ચરૂ જમીનમાં છે જ, એવું વિશ્વાસ પૂર્વક માનતા તથા તેનું વારંવાર સ્મરણ કરતાં એકલા કોઇ ન જાણે એમ તમે જમીનને કંટાળ્યાવિના ખોદ્યા કરો છો. એક હાથ બે હાથ, કે દશ હાથ ખોદી તમે અટકતા નથી. ચૌદ હાથ ખોદતાં પણ કશું જ ન જણાતાં તમે નિરાશ થતા નથી તમે પૂરા પંદર હાથ ખોદો છો, ત્યારે જ તમે ચરૂને જુઓ છો. ચૌદ હાથ સુધી તમારા હાથમાં માટી ને કાંકરા વિના કશું જ આવ્યું ન હતું. પૂર્ણ ખોદી રહ્યે જ તમે ફળને અનુભવો છો. પ્રયત્નના પરિપાકમાં જ ફળનો અનુભવ હોય છે. તે પૂર્વે તો પરિશ્રમ જ હોય છે. વિશુદ્ધ પ્રેમને હૃદયમાં પ્રકટાવતાં પણ તમારે આમ જ કરવાનું છે. વિશુદ્ધ પ્રેમ પ્રકટ થતાં પર્યંત પુનઃપુનઃ ભાવનારૂપ કોદાળીથી ખોદ્યા જ કરવાનું છે. કશું ન જણાય, ફળનો અનુભવ ન થાય તો પણ વિચારની શુદ્ધ કળાને સેવ્યા કરવાની છે. જેમ એક એક તસુ ખોદતાં ધનના ચરૂની પાસે પહોંચાતું જાય છે, તેમ પ્રત્યેક ક્ષણે વિશુદ્ધ પ્રેમની ભાવનાને સેવતાં અંતઃકરણમાં વિશુદ્ધ પ્રેમના સંસ્કાર દઢ થતા તથા પોષતા જાય છે, વૃત્તિઓને વિશુદ્ધ પ્રેમસાથે પરિચય પડતો જાય છે, અને પરિણામમાં તેઓ વિશુદ્ધ પ્રેમમય જ થઈ જાય છે.

*　　　*　　　*

વિશુદ્ધ પ્રેમમાં અને ઇશ્વરમાં કશો જ ભેદ નથી. તેથી કરીને

વિશુદ્ધ પ્રેમમય થવું, અને ઇશ્વરસ્વરૂપ થવું એ ઉભય સરખાં છે. મનુષ્ય જેટલા અંશમાં વિશુદ્ધ પ્રેમની કળાને પોતાના હૃદયમાં વધારતો જાય છે, તેટલા અંશમાં તે ઇશ્વરમય થતો જાય છે; અને ઇશ્વરમય થવું એટલે સર્વ સામર્થ્યયુક્ત થવું એ જ છે. તેથી મનુષ્ય જેમ જેમ વિશુદ્ધ પ્રેમમય થતો જાય છે, તેમ તેમ તે અધિક સામર્થ્યયુક્ત થતો જાય છે. સર્વઉપર અત્યંત પ્રેમ ધરવો–સર્વાત્મભાવના કરવી-એ સામર્થ્ય માત્રનો ઉપાય છે.

* * *

પ્રિયતમ! તેથી સર્વત્ર આત્મભાવના પ્રકટાવો. જ્યાં ત્યાં પ્રેમને પ્રવર્તાવો. પ્રેમવિના બીજો કોઇ ભાવ હૃદયમાં પ્રકટેલો જોશો નહિ. કીટથી તે બ્રહ્મપર્યંત સર્વમાં વિશુદ્ધ પ્રેમ સેવો. જે જે ક્રિયા કરો, તે સર્વમાં વિશુદ્ધ પ્રેમને કરો. તમે પ્રેમસ્વરૂપ, બ્રહ્મસ્વરૂપ થઇ જશો.

* * *

ભય એ નામનો વિકાર મનુષ્યોને અત્યંત હાનિ કરનાર છે. જે અંતઃકરણમાં તે પ્રકટ થાય છે, ત્યાં પ્રથમ તે અંતઃકરણના ઉચ્ચ ગુણોનો વિનાશ કરે છે, પછી શરીરની સાતે ધાતુઓનું શોષણ કરે છે, અને પરિણામે મનુષ્યની બાહ્ય સુખસંપત્તિનો લય કરે છે. તે અગ્નિની પેઠે જ્યાં પ્રકટે છે, ત્યાં વિનાશને જ પ્રવર્તાવે છે.

* * *

મનુષ્ય જન્મે છે ત્યારથી તે ભયમાં ઉછરે છે, ભયમાં મોટો થાય છે, અને ભયમાં જ ડુબેલો મરે છે, એમ કહીએ તો ખોટું નથી. બાળકને દિવસમાં સેંકડો પ્રસંગ ભયથી કંપાયમાન થવાના આવે છે. જેમ જેમ તે મોટું થાય છે, તેમ તેમ અધિક અધિક ભયના પ્રસંગો ઉપજતા જાય છે. તે ખાતાં ભય પામે છે, પાણી

પીતાં ભય પામે છે, બેસતાં ભય પામે છે, ઉઠતાં ભય પામે છે. પ્રત્યેક ક્રિયામાં ભય તેને ત્યજતો નથી. આમ કરીશ તો આમ થશે, આમ જઇશ તો આવું દુઃખ આવી પડશે, આ ક્રિયામાં જોડાઇશ તો કોણ જાણે શુંનું શું થઈ જશે, એવા એવા અસંખ્ય વિચારોથી મનુષ્યનો મોટો ભાગ ભયાકુલ અને ભયત્રસ્ત રહે છે. મનુષ્યોના અંતરના ઉંડા ભાગમાં પ્રવેશ કરીને જોઇએ છીએ તો જાગ્રત્માં કે સ્વપ્નમાં તે ક્વચિત જ ભયથી મુક્ત જોવામાં આવે છે.

* * *

અને આમ છતાં, વસ્તુવિચારથી, મનુષ્યોને ભય ધરવાનું કશું જ પ્રયોજન હોતું નથી. ભયનું આ મોટું ગંજાવર મકાન રેતીના પાયાઉપર ચણાયલું હોય છે. તે દોરડીમાં જણાતા સાપ-જેવું મિથ્યા છે. તે કાગળમાં ચિત્રેલા વાઘની પેઠે વૃથા જ છળાવી મારનાર છે. તે લાકડાના ઠુંઠામાં જણાતા ચોરની પેઠે મિથ્યા ધ્રુજાવનાર છે. અનાદિ કાળથી મનુષ્યોએ પોતાની કલ્પનાથી જ આ ભયના અસંખ્ય વિચારોને રચેલા હોય છે. જેમ ચોરની અને ભૂતની વાતો સાંભળીને અજ્ઞાન મનુષ્યો ઘરમાં બિલાડીનો પગરવ થતાં છળી મરે છે, પવનથી બારણું ખખડતાં કંપી ઉઠે છે, અને તેમને પરસેવાના રેબેરેબ છૂટી જાય છે, તેમ મનુષ્યો મિથ્યા કલ્પનાવડે જ, ભયનાં સ્વરૂપો રચી છળી મરે છે, અને કંપી ઉઠે છે. તેમની મિથ્યા કલ્પના જ, તેમના મિથ્યા વિચારો જ, તેમને ભયના પ્રસંગો તેમના આગળ મૂર્તિમાન્ રચી દેખાડે છે.

* * *

સર્વત્ર વ્યાપી રહેલી પરમ કલ્યાણકારક સત્તા જેને શાસ્ત્રો પરમાત્મા, પરમેશ્વર, પરમતત્ત્વ, એવાં એવાં અસંખ્ય નામોથી ઓળખે છે, તેમાં અશ્રદ્ધા, અથવા અવિશ્વાસ, એ જ આ અસંખ્ય

પ્રકારના ભયનું મૂળ કારણ છે. પરમાત્મા સર્વત્ર વ્યાપી રહેલા છે, અને તે પ્રાણિમાત્રનું નિરંતર હિત કરે છે, એ વાર્તાનું અજ્ઞાન, એ જ આ વિવિધ ભેદવાળા ભયનો હેતુ છે.

*          *          *

એક શ્વનિ ( કુતરી )ની પક્ષે ઉભેલું કુરકુરીયું પણ, મારી માતા મારૂં રક્ષણ કરનાર સમીપ છે, એવા જ્ઞાનવડે ઉભી પૂંછડી રાખી, વિશ્વને તૃણવત્ લેખતું કોઇ પણ પ્રાણી તેની પાસે આવે છે તો ધુરકીયાં કરતું નિર્ભયપણે વિચરે છે, તથાપિ **त्वमेव माता च पिता त्वमेव** હે ઇશ્વર! તમે મારા માતા છો, તમે મારા પિતા છો, તમે મારા રક્ષક છો, એમ નિત્ય વદનાર અસંખ્ય બુદ્ધિમાન્ મનુષ્યો આ વિશ્વમાં નિરંતર ભયભીત રહે છે. શાસ્ત્રાભ્યાસ કરનારા, અને પરમેશ્વરવિના આ જગતમાં બીજું કંઇજ નથી, **सर्वं खल्विदं ब्रह्म**। આ સર્વ બ્રહ્મ છે, એવું દિવસમાં સેંકડો વાર બોલનાર અનેક પંડિતો અંતરમાં ભયવડે ધ્રુજતા રહે છે. સદ્‌ગુરુને શરણે થયેલા, અને સદ્‌ગુરુને શરણે થયેલાનું કોઇ દિવસ કોઇ કાળે અહિત થતું જ નથી, એવું માનનારા અને કહેનારા અનેક સાધકો સામાન્ય સરખા જણાતા અને વ્યવહારનાં પ્રસંગો પ્રાપ્ત થતાં ભયવડે હૃદયને સંકોચાયલું અનુભવે છે. આનું કારણ અન્ય કંઇજ નથી, પરંતુ તેઓને ઇશ્વરમાં તેઓના જ્ઞાનમાં, અને સદ્‌ગુરુના સામર્થ્યમાં અશ્રદ્ધા હોય છે.

*          *          *

પરમેશ્વર આપણા માતાપિતા છે, આપણા રક્ષક છે, અને આપણે તેમનાં બાળક છીએ, તો પછી ભય ધરવાનું શું પ્રયોજન છે ? પરમેશ્વર સર્વત્ર વ્યાપી રહેલા છે, અને પરમેશ્વરવિના જે જે જણાય છે, તે ઝાંઝવાના જળની પેઠે અથવા સ્વપ્નમાં જણાતા

પ્રસંગોની પેઠે મિથ્યા છે, તો પછી ભયને શા માટે ધરવો ? સિંહનું બાળક સિંહની સોડમાં સુતેલું છતાં શિયાળના પોકારથી છળી મરે તો શું તે સ્પષ્ટ નથી સૂચવતું કે તેને સિંહના સામર્થ્યનું ભાન નથી ? પરમેશ્વરના સ્વરૂપનું તથા તેમની સાથે આપણા સંબંધનું અજ્ઞાન એ જ ભયનો પ્રબળ હેતુ છે.

*　　*　　*

આપણા ભયના વિચારોજ ભયના પ્રસંગો સર્જે છે. આપણા ભયના વિચારોજ માત્ર જે વસ્તુતઃ નથી, તેને આપણી દૃષ્ટિમાં સત્ય કરી દેખાડે છે. જેમ ઘરમાં ચોર અથવા ભૂત હોતું નથી, પણ બાળકના ભયના વિચારોજ તેને ઘરમાં ચોર અથવા ભૂત હોવાનું ભાન કરાવે છે, તેમ આપણા ભયના વિચારોજ, જગતમાં ભયજેવું કશું જ હોવા ન છતાં આપણને ભયનું ભાન કરાવે છે; કારણ સમગ્ર જગત્ કલ્પનામય છે, મનુષ્ય જેવી કલ્પના કરે છે, તેવું તે પોતાની દૃષ્ટિસમીપ રચાયલું અનુભવે છે. આધ્યાત્મ-શાસ્ત્રના સુપ્રસિદ્ધ નિયમાનુસાર મનુષ્ય જેનું દઢપણે ચિંતન કરે છે, તેને તે પ્રાપ્ત થયેલું અનુભવે છે. જેનાથી મનુષ્ય ભયભીત રહે છે, તેને તે પોતાની સમીપ સત્વર આકર્ષી આણે છે, કારણ કે, વિચારની અદ્ભુત આકર્ષક સત્તા છે. ભયના વિચારમાં વારંવાર નિમગ્ન રહેનાર મનુષ્ય અલ્પ સમયમાં, જેનું તે ભય ધરે છે, તેને પોતાની દૃષ્ટિસમીપ મૂર્તિમાન્ થયેલું જુએ જ છે.

*　　*　　*

વીજળી પડવી, ધરતીકંપ થવો, આગ લાગવી વગેરે અકસ્માત્ બનતા પ્રસંગોમાં મનુષ્યોએ તે સંબંધના ભયના વિચારો સેવેલા જણાતા હોતા નથી, અને તેથી ભયના વિચારો સેવવાથી જ ભયના પ્રસંગો આવે છે, એ કહેવું યથાર્થ નથી, એવી કેટલાક

મનુષ્યો શંકા કરે છે, પરંતુ તે શંકા યોગ્ય નથી. જેટલા જેટલા પ્રસંગો જગતમાં બને છે, તે સર્વ માનસિક વિચારો અને તે દ્વારા થતી મનુષ્યોની ક્રિયાના જ પરિણામો હોય છે. અને તેથી ઉપર કહેલા અકસ્માતોમાં ભયના વિચારો, મનુષ્યોએ તે અકસ્માતોની પૂર્વક્ષણમાં સેવેલા જો કે જણાતા નથી, તો પણ કોઇ સ્થળે મનુષ્યોએ ભયના વિચારો સેવેલા હોવાથી જ તેવા અકસ્માતો નીપજવાનો સંભવ આવે છે. ભયના વિચારો કોઈ કાળે પણ સેવ્યા-વિના ભયના પ્રસંગો પ્રકટવાનો સંભવ આવતો જ નથી. જો મનુષ્યોના અયોગ્ય વિચારો વિના તથા તે વિચારો વડે થતી અયોગ્ય ક્રિયાવિના ભયના પ્રસંગો ઉત્પન્ન થવાનો સંભવ આવતો હોય તો તો યોગ્ય વિચારવિના અને યોગ્ય ક્રિયાવિના પણ ઉચ્ચ સુખોના સંભવો ઉત્પન્ન થવા જોઇએ. અકસ્માત્ જેમ વીજળી પડે છે, ધરતીકંપ થાય છે, અને આગ લાગે છે, તેમ અકસ્માત્ સોનાનો વરસાદ વરસવો જોઇએ, અને અકસ્માત્ નવા મહાલયો કોઈ કોઈ સ્થળે બંધાઈ જવા જોઇએ; પરંતુ અશુદ્ધ વિચારવિના આ વિશ્વમાં જેમ દુઃખના સંભવો ઉત્પન્ન થતા નથી, તેમ શુદ્ધ વિચારવિના સુખના સંભવો ઉત્પન્ન થતા નથી.

* * *

પરમાત્માની કલ્યાણકારક સત્તા સર્વત્ર વિલસી રહી છે, અને તેથી દુઃખને આવવાનો લેશ પણ સંભવ નથી, એવી અચલ શ્રદ્ધા જે મનુષ્યો સેવે છે, અને તેથી કરીને જે મનુષ્યો 'આમ કરીશું તો રખેને આમ થશે, અને આમ કરીશું તો રખેને તેમ થશે' એવા ભયવાળા વિચારોને સેવતા નથી, અને પોતાનું મિથ્યા અભિમાન પરમેશ્વરમાં સમર્પી, યથાપ્રાપ્ત વ્યવહાર શાંત અને સ્વસ્થપણે સેવ્યા કરે છે, તેઓ ભયમાત્રથી મુક્ત રહે છે, અને ઉત્તરોત્તર ઉંચા ઉંચા

સુખના પ્રસંગોને પ્રકટેલા અનુભવે છે. પરમેશ્વર જે કરે છે, તે સારૂં જ કરે છે, ખોટું કશું થતું જ નથી, એ વિચારવડે પરમેશ્વરને જ પોતાના નેતા (દોરનાર) સ્થાપી મનુષ્ય જ્યારે ભય અને શંકાના વિચારોથી રહિત થાય છે, ત્યારે શાંતિ અને સુખના પ્રસંગો આપોઆપ તેના તરફ આકર્ષાઈ આવે છે, અને અન્ય મનુષ્યને કંપાવી નાંખનાર ભયના પ્રસંગોથી તેનું અનાયાસ રક્ષણ થાય છે.

*  *  *

પરમાત્મામાં વ્યાકુળતાવિનાની શાંત અને સ્થિર શ્રદ્ધા, મનુષ્યને જે જે જોઈએ તે તે અલ્પ કાલમાં અને અલ્પ પરિશ્રમે આપે છે. પરમાત્મામાં શાંત અને સ્થિર શ્રદ્ધાથી સમગ્ર વિશ્વ મનુષ્યને અનુકૂળ થાય છે. પૂર્વે તેને વિરોધી જણાતાં તત્ત્વો અનુકૂળ થયેલાં ભાસે છે, જેમ પિતાની અનુકૂળ દૃષ્ટિ સંપાદન કરનાર પુત્રને, પોતાના સર્વ નોકરો અનુકૂળ થઈ જાય છે, તેમ વિશ્વની સમગ્ર સત્તાઓ પરમાત્મામાં શાંત અને દૃઢ શ્રદ્ધા સ્થાપનારને અનુકૂળ થઈ જાય છે.

*  *  *

જેમ સમુદ્રમાં અગ્નિ પ્રવેશ કરી શકતો નથી, તેમ પરમાત્મા સર્વદા મારૂં હિત જ કરે છે, એવી અચલ શ્રદ્ધા ધરનાર વિવેકી પુરુષોના અંતઃકરણમાં ભય પ્રવેશી શકતો નથી. જેમ ભીનાશવાળી, અંધકારવાળી તથા ગંદી જગાઓમાં જ સાપ વીંછી વગેરે રહેછે, તેમ પરમાત્માની નિરંતર કલ્યાણસાધક સત્તામાં અશ્રદ્ધાવાળા મનુષ્યના અંતઃકરણમાં જ ભય સ્થાન કરીને રહે છે. પરમાત્મામાં શ્રદ્ધા અને ભક્તિરૂપ અગ્નિ, મનુષ્યના હૃદયમાં જામી ગયેલા ભયનાં મોટા બરફના ડુંગરને તત્કાળ ઓગાળી નાંખે છે. પરમાત્માની હિતસાધક સત્તામાં અચલ શ્રદ્ધા, એ સાચા સાધક થવાની, સાચા યોગી થવાની, અને સાચા તત્ત્વજ્ઞાની થવાની કુંચી છે. સર્વત્ર પરમાત્માની

કલ્યાણકારક સત્તા પ્રવર્તી રહી છે, અને તેથી અહિતનો લેશ પણ સંભવ નથી, એ નિશ્ચયને આચારમાં મૂકનાર મનુષ્ય જ સાચો ભક્ત, સાચો સાધક, સાચો યોગી અને સાચો તત્વજ્ઞાની થાય છે.

*　　　　*　　　　*

સાચા ભક્તો, પરમેશ્વરમાં અવિશ્વાસવાળા અજ્ઞાની મનુષ્યોની પેઠે, ભયના પ્રસંગો પ્રકટવાનાં અનુમાનો થાય, એવાં નિમિત્તો જોઇને વ્યાકુળ થતા નથી. ઇંદ્રિયોથી જણાતા બાહ્ય પ્રસંગોને અવલોકી તેઓ ભયભીત થઇ વ્યગ્ર થતા નથી. બાહ્ય ગમે તેવા અપ્રિય જણાતા પ્રસંગો પ્રકટે તોપણ તેઓ પરમાત્માની કલ્યાણકારક સત્તામાં સ્થાપેલા પોતાનો દૃઢ વિશ્વાસ ડગાવતા નથી. તેઓ અનુભવપૂર્વક જાણે છે કે 'આ અપ્રિયસરખો ભાસતો પ્રસંગ, જીવદૃષ્ટિથી અપ્રિય અથવા દુઃખમય જણાય છે, પરંતુ વસ્તુતઃ પરમાત્માની સર્વજ્ઞ દૃષ્ટિથી તે તેવો નથી. પરમાત્માની સર્વજ્ઞ દૃષ્ટિમાં આ પ્રસંગ કલ્યાણનો જ સાધક છે. જેમ રાત્રિના અંધકારમાંથી પ્રાતઃકાળનો પ્રકાશ પ્રકટે છે, તેમ આ અંધકાર જેવા ભાસતા દુઃખના પ્રસંગમાંથી સુખને પ્રકટવાનો પૂર્ણ સંભવ છે. જેમ તાપના અંતમાં વૃષ્ટિ થાય છે, અને તાપ તે વૃષ્ટિ થવાને અર્થે જ છે, તેમ આ દુઃખદ જણાતા પ્રસંગના અંતમાં સુખ જ છે, અને આ પ્રસંગનું આવું દુઃખદ સ્વરૂપ થયું, એ તેના સુખમય પરિણામ આવવાને અર્થે જ છે, તેથી સુખને અર્થે પ્રકટનાર દુઃખમાં ભય ધરવા જેવું કે કલેશ કરવા સરખું કશું જ નથી.' આ પ્રકારના વિચારથી દુઃખદ ભાસતા પ્રસંગોમાં તેઓ ઇશ્વરી ઇચ્છાને અનુકૂળ વર્તે છે, અને આવું તેમનું અનુકૂળ વર્તન, તેમના પરમહિતનું સાધક થાય છે.

*　　　　*　　　　*

પરમેશ્વરમાં અચલ વિશ્વાસવાળા આવા સાચા ભક્તો જાણે છે કે હું વસ્તુતઃ પરમેશ્વરનો અંશ છું, અને તેથી કરીને પરમેશ્વર સ્વરૂપ છું. અને પરમેશ્વરના ચૈતન્યસ્વરૂપમાં ગમે તેવા ભયના પ્રસંગોથી જેમ કશી પણ વિક્રિયા કે હાનિ થવાનો સંભવ નથી, તેમ પરમેશ્વરનો અંશ જે હું, તે મારામાં પણ ગમે તેવા ભયના પ્રસંગો પ્રાપ્ત થતાં પણ લેશ પણ વિક્રિયા કે હાનિ થવાનો સંભવ નથી. અને જેમ 'સીનેમેટોગ્રાફ' ના ખેલમાં કે 'મેજીક લૅન્ટર્ન' ના ખેલમાં ઘોડાઓની પુષ્કળ દોડાદોડ થતાં છતાં પણ તે ઘોડા મને ચગદી નાંખવા સમર્થ નથી, કારણ હું તે સર્વથી પૃથક છું, અને પૃથક ન હોઉં તોપણ આ ઘોડાની દોડાદોડ આભાસ માત્ર છે, તેમ આ વિશ્વના સર્વ પ્રસંગો આભાસ માત્ર હોવાથી ગમે તેવા રૂપમાં દેખાય તેથી મને શી હાનિ થનાર છે? અને જ્યારે હાનિ થવાનો સંભવ નથી, તો પછી તેમના પ્રકટવાથી કે તેમના પ્રકટવાનાં અનુમાનથી મારે ભયભીત થવાનું શું પ્રયોજન છે? મીણનો કે ચામડાનો સાપ પોતાની ફણા ઉંચી કરીને મને કરડે તેથી શુ મારે મરણનું ભય ધરવું, અને તેનું વિષ ઉતારવાને માટે દોડધામ કરી મૂકવી? સર્વથા આ વિશ્વ જ્યારે દેખવા માત્ર છે, અને સાચું હોય તો પણ તેમાં જે જે બને છે, તે મારા જ હિતને માટે બને છે, તો પછી હિતના પ્રસંગોને પણ અહિત રૂપે કલ્પી, મારે પોતે મારા જ પડછાયાવડે ભયને શા માટે પામવું જોઇએ?

* * *

મનુષ્યો જે ભયના પ્રસંગોના અનુમાનથી ભયવડે છળી મરે છે, તેમાંથી સોએ પોણોસો પ્રસંગો તો ભવિષ્ય કાળમાં અદૃશ્ય રૂપે રહેલા હોય છે. વર્તમાન કાળમાં તેમાંનો એકે પ્રસંગ તેમની

સમક્ષ પ્રકટ થયેલો હોતો નથી. અને ભયના વિચારો નિરંતર સેવીને મનુષ્યો તેવા પ્રસંગોને મુર્તિમાન્ થવાના સંભવો થોડે કાળે ન આણતા હોય તો તેવા પ્રસંગો કદી પણ જોવાનો સમય આવે એમ હોતું નથી. ભયના વિચારો એ ભયને પ્રકટ થવાના પ્રસંગોનાં બીજક છે, અને તેથી સુખને ઇચ્છનાર મનુષ્યોએ પોતાની હૃદય-ભૂમિમાં ભયના વિચારોનાં બીજક કદી પણ રોપવાં જોઇએ નહિ. ભવિષ્ય કાલનો વિચાર ત્યજી દો; અને ભવિષ્ય કાલનો વિચાર કદી કરો, તો ભવિષ્ય કાળમાં સુખ જ મળનાર છે, એવા વિચારને જ સેવો. જેમ ઘરમાંથી આપણે કચરો વાળી કાઢીએ છીએ તેમ અંતઃકરણમાંથી ભયના વિચારોનો કચરો વાળી કાઢો.

*　　　*　　　*

ભવિષ્યમાં દુઃખ પ્રાપ્ત થવાનો ભય શરીરને તથા મનને શિથિલ, દુર્બલ અને ઉત્સાહરહિત કરે છે. નિરંતર સુખ પ્રાપ્ત થવાની આશા અને શ્રદ્ધા શરીરને તથા મનને બળવાન, સ્ફુર્તિવાળુ, તથા ઉત્સાહયુક્ત કરે છે. ભયના વિચારો શરીરને તથા મનને શિથિલ કરી નાંખે એવાં અસંખ્ય વિચારોનાં આંદોલનોને વિશ્વના વાતાવરણમાંથી આપણા પ્રતિ આકર્ષી લાવે છે. સુખ પ્રાપ્ત થવાની આશા તથા શ્રદ્ધાના વિચારો શરીર તથા મનને ઉત્સાહયુક્ત કરનાર અસંખ્ય વિચારોનાં આંદોલનોને વિશ્વનાં વાતાવરણમાંથી આપણા પ્રતિ આકર્ષી લાવે છે. ભયના વિચારો મનુષ્યને દુઃખના અગાધ અંધકારમાં ભ્રમણ કરાવે છે. સુખને મળવાની આશાના તથા શ્રદ્ધાના વિચારો સુખના પ્રકાશમય તેજસ્વી પ્રદેશમાં મનુષ્યને સ્થાપે છે.

*　　　*　　　*

પરમાત્મા આપણું નિરંતર હિત જ કરે છે, એ પ્રકારના શ્રદ્ધાના વિચારો અભ્યાસવડે મનુષ્ય પોતાના અંતઃકરણમાં સર્વદા

પ્રવર્તાવી શકે છે. પોતાના અંતઃકરણમાં પાછું વળીને જોવાનો અભ્યાસ સેવવાથી અને ભયનો વિચાર હૃદયમાં સ્ફુરતાં જ તેને વધવા ન દેવાની સાવધાનતા રાખવાથી ભયના વિચારો હૃદયમાંથી નિર્મૂળ કરી શકાય છે. એકાંતમાં નિત્ય અર્ધ કલાક અથવા કલાક હૃદયમાં પોતાના આત્મામાં વૃત્તિ સ્થાપવાથી, અથવા સર્વવ્યાપક પરમાત્મામાં પોતાની વૃત્તિઓને વિલીન કરવાથી ભયનો જય થઈ શકે છે. પરમાત્માના સર્વત્રવ્યાપક હિતસ્વરૂપને જ જોયા કરવાથી, અને હૃદયમાં ઉઠતા અન્ય વિચારોનો અલક્ષ કરવાથી અર્થાત્ ઇંદ્રિય તથા મનનો નિરોધ કરવાથી સબળ શ્રદ્ધા આપો આપ જ હૃદયમાં પ્રકટે છે. જેમ ટાઢના દિવસમાં મનુષ્ય તડકામાં બેશીને સૂર્યનાં કિરણોને પોતાના શરીર પર આવવા દેઈ, ટાઢને ઉડાડે છે, અને સૂર્યનાં કિરણોમાંથી બળને આપનાર જીવનને પ્રાપ્ત કરે છે, તેમ મનુષ્યે ઇંદ્રિયોના તથા મનના સર્વ વ્યાપાર છોડી દઈને અર્થાત્ કેવળ શાંત થઈને સર્વત્ર વ્યાપી રહેલા પરમાત્મારૂપ સૂર્યનાં સુખદ અને કલ્યાણકારક કિરણોને શરીર તથા મનમાં, નિત્ય અર્ધો કલાક કે કલાક શાંતપણે આવવા દેઈ, સંશય, ભય, આદિ વિકારોની ટાઢને ઉડાડવી જોઈએ. પરમાત્માનાં હિતકર આંદોલનોના સમુદ્રમાં શરીર તથા મન ડુબી ગયેલું છે. એવી સ્થિતિ મનવડે ધારીને તે સ્થિતિમાં અર્ધો કલાક અથવા કલાક નિત્ય વ્યતીત કરવાથી અંતઃકરણ નિર્ભય તથા પરમાત્મામાં અપૂર્વ શ્રદ્ધાવાળું થાય છે, એટલું જ નહિ, પરંતુ આવા સુખદ વિચારના સેવનથી ઉત્તરોત્તર મનુષ્યનું અધિક અધિક હિત જ સધાતું જાય છે.

* * *

ભય અથવા દુઃખના પ્રસંગો પ્રકટ થનાર છે, એવો વિચાર કદી પણ સેવો નહિ. પ્રત્યેક પ્રસંગ અનુકૂળ જ થાય છે, એવો

ભાવ હૃદયમાં જાગ્રત્ રાખો. અમુક મારો શત્રુ છે, અમુક મારૂં બગાડે છે, એવું કદી પણ માનો નહિ. તમારા આત્મસ્વરૂપમાં, સર્વવ્યાપક પરમતત્ત્વમાં શાંતપણે સ્થિર થાઓ. તમારૂં પોતાનું અભિમાન પરમાત્મામાં વિલાવી દો. તમારા શરીરતંત્રના તથા મનતંત્રના ચાલક (ચલાવનાર) પરમાત્માને જ થવા દો. તમારા જીવત્વવાળા મનને શાંત પાડો. તે શાંત પડતાં વિદ્યાત્મક મન પ્રકટેલું તમે જોશો. તમારા હૃદયમાં તમારા આત્મસ્વરૂપનો, તમારા અંતર્યામી ઇશ્વરનો મધુર સ્વર તમે સાંભળશો. સત્શાસ્ત્રો અને મહાપુરુષો એને જ ઇશ્વરી પ્રેરણા કહે છે. એને જ દિવ્ય જ્ઞાન કહે છે. અન્ય પ્રજા એને **inspiration** અથવા **revelation** કહે છે.

* * *

પોતાના વિચારો છોડી દેઇને જ્યારે મનુષ્ય પરમાત્મામાં સ્થિર થાય છે, અને જાગ્રત છતાં મનની સુષુપ્તિજેવી અવસ્થા ભોગવે છે, ત્યારે પરમાત્મામાંથી તેને જે જોઇએ તે મળે છે. શ્રદ્ધા, સુખ, શાંતિ, જ્ઞાન, પ્રાણિમાત્રપ્રતિ પ્રેમ વગેરે સર્વ શુભ તેને પ્રાપ્ત થાય છે. જીવત્વના અથવા ભયના વિચારો શરીરના રસરુધિરાદિ ધાતુઓને વિષમય કરે છે; પરમાત્માના પૂર્વોક્ત વિચારો શરીરના રસરુધિરાદિ ધાતુઓને નિર્દોષ કરે છે, અને તેમની સમાન સ્થિતિ કરે છે. જીવત્વના અર્થાત્ ભયના વિચારો આપણા અંતરમાં રહેલા આત્મારૂપ જ્યોતિના પ્રકાશને સર્વત્ર પ્રકાશ નાંખતાં પ્રતિબંધ કરનાર માટીનું આચ્છાદન છે. પરમાત્મામાં મનને વિલાવી પૂર્વોક્ત મનની શાંત સ્થિતિ કરવી, એ આપણા આત્મારૂપ જ્યોતિના પ્રકાશને પ્રતિબંધ કરનાર માટીના આચ્છાદનને ફોડી તે પ્રકાશને સર્વત્ર પ્રસરવાની અનુકૂળતા કરી આપવા તુલ્ય છે. ભયને જિતવાનો ઉપાય, ભયના વિચારો ન સેવતાં પરમાત્મામાં મનને

વિલીન કરવું એ જ છે.

*　　　*　　　*

લીમડો, આંબો, મહુડો, આંબલી વગેરે અનેક વૃક્ષો તમે સેંકડો પ્રસંગે જોયાં હશે. પરંતુ કોઇનાં ફળ કડવાં, કોઈનાં ખાટાં, કોઇનાં તુરાં, કોઇનાં તીખાં, કોઈનાં મધુર, કોઇનાં ગળ્યાં, એમ વિવિધ ભેદવાળાં હોવાનું શું કારણ હશે, તેનો કોઇ દિવસ તમે વિચાર કર્યો છે ? પેલા કારેલાના છોડને કડવાં ભીગડાંવાળાં કારેલાં આવવાનું, પેલા વેંગણના છોડને સુંવાળી ઘેરા જાંબુડીયા રંગની છાલવાળાં લાંબાં અને સહજ મધુર સ્વાદવાળાં વેંગણ આવવાનું, પેલા મરચાના છોડને લીલી મનોહર છાલવાળું, મનુષ્યોની ટચલી આંગળી જેવડું અથવા તેથી પણ મોટું, જીભને ચમચમાવે એવું એવું તીખું મરચું આવવાનું, પેલા ડુંગળીના છોડના મૂળમાં સો પચાસ પડવાળો, ગોળાકાર તથા વિલક્ષણ સ્વાદવાળો કંદ બાઝવામાં, અને એ જ પ્રમાણે અસંખ્ય વનસ્પતિઓને ભિન્નભિન્ન સ્વાદ, ભિન્નભિન્ન આકાર, ભિન્નભિન્ન ગુણ, ભિન્નભિન્ન પત્ર, ભિન્નભિન્ન પુષ્પ, તથા ભિન્નભિન્ન ફળ આવવામાં શો હેતુ હશે, તેનું કારણ ખોળી કાઢવા તમે તમારા મગજને કોઈ દિવસ પરિશ્રમ આપ્યો છે ? આ સર્વ અઢાર ભાર વનસ્પતિને જન્મ આપનાર માતા જે પૃથ્વી તે એક જ છે, સર્વનું પોષણ જે જળવડે થાય છે, તે એક જ છે, સર્વને શ્વાસ લેવાની જે હવા તે એક જ છે, તથા સર્વની વૃદ્ધિમાં પ્રબળ હેતુ જે સૂર્ય, ચંદ્ર તથા વિવિધ ગ્રહો. તે પણ એકજ છે, છતાં કોઈ વૃક્ષ સો હાથ ઉંચાં તો કોઈ પચાસ હાથ ઉંચાં, કોઈ પાંચ હાથ ઉંચાં તો કોઈ જમીનથી અર્ધ તસુ પણ ઉંચાં નહિ એવાં, કોઇ કાંટાવાળાં તો કોઈ કોમળ, કોઈ સુગંધમય પુષ્પવાળાં તો કોઈ વાસવિનાનાં અથવા દુર્ગંધવાળાં, કોઈ નાનાં

પાંદડાંવાળાં તો કોઇ મોટાં પાંદડાંવાળાં, કોઈ પ્રાણિઓને પોષણ આપનાર તો કોઇ તેમનો જીવ લેનાર, કોઈ ઉનાળામાં ઉગનાર, તો કોઈ શિયાળામાં ઉગનાર, કોઈ ચોમાસામાં ઉગનાર, તો કોઈ પાણીવિનાના રેતીના રણમાં ઉગનાર, કોઇ પ્રકાશમાં ઉગનાર તો કોઇ પ્રકાશમાં મરી જનાર, કોઇ અંધારામાં વૃદ્ધિને પામનાર તો કોઇ અંધારામાં સુકાઇ જનાર શાથી હોય છે ? વૃક્ષોના ગુણધર્મ-આકાર વગેરેમાં આવો ભેદ કયા પ્રબળ હેતુથી થયો છે ?

* * *

વૃક્ષોની ઉત્પત્તિનું, પોષણનું, તથા વૃદ્ધિનું મૂળ કારણ જે પૃથ્વી, જળ, વાયુ, પ્રકાશ, તથા ગ્રહો એ સર્વ એકજ છતાં તેમાં આટલો બધો ભારે ભેદ પડી જવાનું કારણ અન્ય કોઇ નથી, પણ તેઓનાં બીજક છે, બીજકના ભેદથી વૃક્ષોના અસંખ્ય ભેદ પડી ગયા છે.

* * *

પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ આદિ તત્ત્વો અનેક ગુણધર્મોનો મહોદધિ છે. પ્રત્યેક બીજક તેમાંથી જે જોઇએ તે પોતાને માટે આકર્ષી લે છે. આ તત્ત્વોમાંથી લીમડાનું અને ઇંદ્રવારણાનું બીજ, કડવા અણુઓને આકર્ષી કડવા વિષજેવા લીમડાને અને ઇંદ્રવારણાને રચે છે, આંબાનો ગોટલો અને કેળનું બીજ મધુર અણુઓને આકર્ષી અમૃતજેવી મિષ્ટ કેરિયો તથા કેળાં સ્રજે છે, આંબલીનો કચુકો તથા લિંબુનું બીજક ખાટા અણુઓને ખેંચી દાંતને ખટવી નાંખે એવી આંબલી તથા લીંબુને બનાવે છે, અને ગુલાબ તથા મોગરાનાં બીજકો સુગંધમય પરમાણુઓને આકર્ષી મગજને ભારે પ્રસન્નતા ઉપજાવનાર ગુલાબ તથા મોગરાનાં પુષ્પોની રચનાને કરે છે. પૃથ્વી આદિ તત્ત્વોમાં સર્વ

ભર્યું છે; ખેંચનાર બીજક પોતાના સ્વભાવપ્રમાણે જેવું ખેંચે છે, તેવું તેને મળે છે.

* * *

કુદરત આખા વિશ્વમાં એક જ નિયમે પ્રવર્તે છે; અને તેથી કરીને વનસ્પતિના અસંખ્ય ભેદ હોવામાં જે મહા નિયમનું સામ્રાજ્ય જોવામાં આવે છે, તે જ નિયમ કુદરતની અન્ય સૃષ્ટિ જે પ્રાણિઓની છે, તેમાં પણ પ્રવર્તે છે, **क** સુંદર આકૃતિવાળો છે, અને **ख** કદરૂપો છે, **ग** ઉંચો છે, અને **घ** ઠીંગણો છે, **च** મૂર્ખ છે, અને **छ** વિદ્વાન્ છે, **ज** સદ્‌ગુણી છે, અને **झ** દુર્ગુણી છે, **ट** ધનવાન્ છે, અને **ठ** નિર્ધન્ છે, **ड** શૂરત્વવાળો છે, અને **ढ** બીકણબિલાડી છે, **त** ઉદ્યોગી છે, અને **थ** આળસુ પથરો છે, એવા મનુષ્યોમાં આકૃતિના, સ્વભાવના, ગુણના અને સ્થિતિ આદિના અસંખ્ય ભેદો હોવામાં પણ મનુષ્યોના બીજકોનો ભેદ એ જ કારણ છે. ફળનો ભેદ બીજકનો ભેદ હોવાવિના હોઇ શકતો નથી.

* * *

વૃક્ષો જેમ પોતાનું પોષણ, વૃદ્ધિ વગેરે પૃથ્વી, જળ, વાયુ, સૂર્ય આદિમાંથી મેળવે છે, તે જ પ્રમાણે મનુષ્યો પણ પોતાનું પોષણ, વૃદ્ધિ આદિ એ જ તત્ત્વોમાંથી મેળવે છે. પરંતુ વૃક્ષો અને મનુષ્યોમાં ભેદ છે. વૃક્ષોનો ભેદ કેવળ તેઓના સ્થૂલ શરીરના ભેદવડે મનુષ્યો જાણે છે; મનુષ્યોનો ભેદ તેઓના સ્થૂલ શરીરમાં હોવા ઉપરાંત તેઓની વિવિધ ક્રિયાવડે હોય છે. વૃક્ષોમાં જયારે એકલું સ્થૂલ શરીર જ પોષણ, વૃદ્ધિ વગેરેને પામતું જણાય છે, ત્યારે મનુષ્યોમાં સ્થૂળ શરીરની વૃદ્ધિ તથા પોષણ થવા ઉપરાંત માનસિક શરીરની તથા આધ્યાત્મિક શરીરની વૃદ્ધિ તથા પોષણ થતાં અનુભવમાં આવે છે. વૃક્ષોનું જયારે એકલું સ્થૂલ શરીર ક્રિયા કરતું હોય છે, અને તેમનાં

માનસિક તથા આધ્યાત્મિક શરીરો ગાઢ સુષુપ્તિમાં હોય છે, ત્યારે મનુષ્યોનાં તે ત્રણે શરીરમાં ક્રિયા વગેરેના ભેદો જણાય છે. મનુષ્યોનાં આ માનસિક તથા આધ્યાત્મિક શરીરને પોષણ આપનાર, વૃક્ષોને પોષણ આપનાર જે પૃથ્વીજળ વગેરે તત્ત્વો છે, તે ઉપરાંત એક ભિન્ન તત્ત્વ છે, અને તે તત્ત્વ તે **પ**રમતત્ત્વ અથવા **પ**રમાત્મા છે.

*　　　*　　　*

જેમ પૃથ્વી આદિ તત્ત્વોમાં અસંખ્ય ગુણધર્મો રહ્યા હોય છે, તેમ આ **પ**રમતત્ત્વ અથવા **પ**રમાત્મામાં અસંખ્ય ગુણધર્મો રહ્યા છે, અને તેથી જ શાસ્ત્રો તથા સત્પુરુષો પરમાત્માને અનંતશક્તિ-સંપન્ન કહે છે. જેમ પૃથ્વી આદિ તત્ત્વોમાંથી બીજંકો પોતાની જાતિના પ્રમાણમાં તેમાંથી ખાટો, ખારો, તીખો વગેરે રસ ખેંચી તેવા ગુણધર્મવાળાં ફળને પ્રકટાવે છે, તેમ આ અનંતશક્તિસંપન્ન **પ**રમતત્ત્વમાંથી મનુષ્યો પોતાને પ્રાપ્ત બીજકના પ્રમાણમાં સારાં અથવા નરતાં, યોગ્ય અથવા અયોગ્ય ગુણધર્મવાળા બળને આકર્ષી તેવાં તેવાં ગુણધર્મવાળાં ફળનો અનુભવ કરે છે. વસ્તુતઃ પૃથ્વીને લીમડાને કડવો કરવાની અને આંબાને ગળ્યો કરવાની પક્ષપાતબુદ્ધિ હોતી નથી; તે બીજંકો પોતે જ પોતાની મેળે કડવો તથા ગળ્યો રસ આકર્ષી કડવાં તથા ગળ્યાં ફળોને ઉપજવામાં કારણ હોય છે, તેમ મનુષ્યોને કાળા કે ગોરા, ઉંચા કે નીચા, મૂર્ખ કે વિદ્વાન્, દરિદ્ર કે ધનવાન્ એમ વિવિધ ભેદવાળા કરવાની પક્ષપાતબુદ્ધિ **પ**રમાત્મામાં છે નહિ, પણ મનુષ્યો પોતે જ પોતાની મેળે સર્વ ગુણ ધર્મના મહોદધિ **પ**રમાત્મામાંથી તે તે ગુણધર્મ તથા સ્થિતિને પ્રાપ્ત કરી લે છે.

*　　　*　　　*

જે બીજકવડે મનુષ્યો **પ**રમાત્મામાંથી નિર્ધન સ્થિતિરૂપી કે

ધનવાન્ સ્થિતિરૂપી, વિદ્વાનની સ્થિતિરૂપી કે અવિદ્વાનની સ્થિતિરૂપી, અને એવી જ અસંખ્ય પ્રકારની ભિન્ન ભિન્ન સ્થિતિઓરૂપી રસને આકર્ષીને નિર્ધન કે ધનવાન્, વિદ્વાન્ કે અવિદ્વાન્, રોગી કે નીરોગ થાય છે, તે બીજકને સત્સાસ્ત્રો તથા મહાપુરુષો 'મન' એ નામથી ઓળખે છે. 'મન' એ નામનું બીજક મનુષ્યોની વિવિધ સ્થિતિઓમાં હેતુ હોય છે. જેમ વનસ્પતિનાં અસંખ્ય બીજકો, જે મૂળ તત્ત્વોનાં (પાણી, અગ્નિ, પૃથ્વી, વાયુ) બનેલાં છે તે તત્વો સર્વ બીજકોમાં એક જ હોય છે, પણ તે તત્ત્વોનાં પ્રમાણમાં તથા સંયોગમાં ભેદ થવાથી અસંખ્ય પ્રકારના બીજકોમાં ભેદ પડી જાય છે, અને તેથી જૂદાં જૂદાં વૃક્ષો ઉગે તેમ સર્વ મનુષ્યોનાં મન, જે તત્ત્વોમાંથી બને છે, તે તત્ત્વો એકજ પ્રકારનાં હોવાં છતાં, મનુષ્યોએ પોતાની ભિન્ન ભિન્ન ક્રિયાવડે આ મનના અસંખ્ય ભેદ પાડી નાંખ્યા છે, અને તેથી તેઓની અસંખ્ય પ્રકારની ભેદવાળી સ્થિતિઓ જોવામાં આવે છે.

* * *

ફળ માત્રને ઉત્પન્ન કરનાર કારણ, ક્રિયા હોય છે; અને ક્રિયાનું મૂળ કારણ મન હોવાથી, ફળને ઉત્પન્ન કરનાર મન જ છે, એ સિદ્ધ થાય છે. લાકડાંનો એક મોટો ભારો ચીરવાની ક્રિયા કરનાર લાકડાં ચીરનાર મનુષ્યના હાથ છે. પરંતુ તે હાથને ચીરવાની ક્રિયા કરવા માટે પ્રેરનાર મન છે. મનનો અભાવ હોય છે, ત્યાં હાથ કે કોઇ અવયવ ક્રિયા કરી શકતો નથી. મુડદામાં મનનો અભાવ હોવાથી, તથા નિદ્રામાં પડેલા મનુષ્યનું મન અજ્ઞાનના પડદામાં વીંટળાયલું હોવાથી શરીર ક્રિયા કરવા અસમર્થ હોય છે; અર્થાત્ ક્રિયાનું કારણ મન હોવાથી સુખ અથવા દુઃખરૂપ ફળને પ્રકટાવનાર મન જ છે, એ સિદ્ધ છે. સુખ અથવા દુઃખના મધુર અથવા કટુ,

અસંખ્ય પ્રકારનાં ફળો જે બીજક આપે છે, તે બીજક મનુષ્યનું મન છે.

* * *

અને આમ છતાં સર્વોત્તમ સુખને ઇચ્છનાર મનુષ્ય પ્રાણીનો મોટો ભાગ, આ મનની કેટલી થોડી કાળજી રાખે છે? પ્રાતઃકાળથી તે જાગ્રત્ થાય છે, ત્યારથી તે નિદ્રામાં અસાવધ થાય છે ત્યાં સુધી તે કેવી-ક્રિયાઓમાં જોડાયલું રહે છે, તે પ્રતિ મનુષ્યો કેટલું થોડું લક્ષ રાખે છે? સુખને પ્રાપ્ત કરવાના અને દુખને દૂર કરવાના અસંખ્ય બહારના ઉપાયો કરે છે, પણ મનને સુધારવાનો જે સાચો અને સફળ ઉપાય, તેને સેવવામાં તેઓ કેટલી અસાવધાનતા રાખે છે? વૃક્ષની શાખા અને પત્રને રમણીય કરવા તેઓ પ્રયત્ન સેવે છે, પણ જેમાં જળ સિંચવાથી તેઓ રમણીય અને પ્રફુલ્લ થાય છે, તે મૂળપ્રતિ તેઓ બેદરકારી રાખી, તેઓ તેને સડી જવા તથા ઉધેઈ લાગવા દે છે.

* * *

જેમ બીજકમાં જેવા પ્રકારનાં તત્ત્વોનો સંયોગ હોય છે, તે સંયોગપ્રમાણે તેના મૂળ જમીનમાં નંખાય છે, અને તે મૂળ પછી પૃથ્વીમાંથી પોતાના સ્વભાવ પ્રમાણેનો રસ આકર્ષે છે, તેમ મનુષ્યોએ મનને જે પ્રકારનું કેળવ્યું હોય છે, તે પ્રમાણેના વિચારોને તથા ક્રિયાને તે સેવે છે, અને તે વિચાર તથા ક્રિયાવડે પરમાત્મામાંથી ફળને પ્રાપ્ત કરી લે છે. જેમ બાવળનું બીજક બાવળ ઉપર કાંટા જ આણે છે, કેળની કોમળતા આણતું નથી, તથા ફળમાં પયડા ઉપજાવે છે, પણ કેળાંને ઉત્પન્ન કરતું નથી, તેમ મનના અયોગ્ય વિચારો તથા તે વડે થતી વાણીની તથા શરીરની અયોગ્ય ક્રિયાઓ તનનાં, ધનનાં, તથા માનસિક ઉંચાં સુખોને પ્રકટાવતી નથી,

પરંતુ દુઃખોને જ પ્રકટાવે છે.

*                    *                    *

યોગ્ય ક્રિયાઓમાં મનને સર્વદા જોડાયલું રાખવું, એ જ આ જગત્‌માં મનુષ્યોનું કર્તવ્ય છે. નિશાળોમાં અને પાઠશાળાઓમાં પ્રાથમિક અને ઉંચી કેળવણી લઈને, વિદ્યાના, કળાના અને તત્ત્વજ્ઞાનના ગ્રંથોનો ભારે અભ્યાસ કરીને, તત્ત્વજ્ઞ મહાપુરૂષોના સમાગમ કરીને અને તેમના ઉપદેશો શ્રવણ કરીને, જે કરવાનું છે, તે એ જ છે કે મન નિરંતર શુદ્ધ વિચારમાં, તથા શુદ્ધ ક્રિયામાં જોડાયલું રહે, એવું બળ પ્રાપ્ત કરવું.

*                    *                    *

ક્રિયા સુખ અથવા દુ:ખ એ બેમાંથી એક ફળને પ્રકટાવે છે. સુખના વ્યાવહારિક સુખ તથા પારમાર્થિક સુખ એવા બે ભેદ હોવાથી વ્યાવહારિક સુખને પ્રકટાવનારી ક્રિયા, શુદ્ધ ક્રિયા, ગણાય છે, અને પરમાર્થિક સુખને પ્રકટાવનારી ક્રિયા સર્વોત્તમ શુદ્ધ ગણાય છે; અને દુ:ખને પ્રકટાવનારી ક્રિયા અશુદ્ધ જ ગણાય છે.

*                    *                    *

મનુષ્યના મોટા ભાગપ્રતિ દૃષ્ટિ નાંખી જોઈશું તો સ્પષ્ટ થશે કે તેઓ દિવસના અષ્ટ પ્રહરમાં ઘણો જ થોડો સમય સર્વોત્તમ શુદ્ધ ક્રિયામાં ગાળતા હોય છે, કંઈક સમય શુદ્ધ ક્રિયામાં ગાળતા હોય છે, અને પુષ્કળ સમય અશુદ્ધ ક્રિયામાં ગાળે છે. તેઓ એકલા હોય છે ત્યારે તેઓનું મન ક્વચિત્ જ સદ્વિચારને સેવતું હોય છે. મિત્રોમાં બેસે છે ત્યારે તેઓ કોઈ પણ વ્યવહારનું કે પરમાર્થનું ઉત્તમ ફળ ન પ્રકટે, એવી નિર્માલ્ય વાતો અને વિચારોમાં કલાકોના કલાકો ગાળી નાંખે છે. તેઓ પોતાના ઉપર સુગંધમય મનોહર ગુલાબનું પુષ્પ આવે કે સ્વાદિષ્ટ હાપુસની

કેરી આવે એવો રસ પૃથ્વીમાંથી આકર્ષતા નથી પણ ઇંદ્રવારણાનાં કડવાં ફળ ઉત્પન્ન થાય એવો રસ આકર્ષે છે; અને આ પ્રમાણે વ્યવહારના ઉત્તમ સુખને કે પરમાર્થના સત્સુખને અનુભવ્યા વિના કાળે કરીને મરણને વશ થાય છે.

* * *

વ્યવહારનાં કે પરમાર્થનાં સર્વોત્તમ સુખ મળે, એવાં સાધનો પરમકૃપાળુ પરમાત્માએ તમને આપ્યા છતાં શા માટે તે સાધનોનો ઉપયોગ કરવામાં પ્રમાદને સેવો છો, અને "મારૂં દુઃખ ટળતું નથી" એવી બૂમો પાડયા કરો છો ? ઘડો, દોરડું અને કૂવો પ્રાપ્ત છતાં તથા બે હાથ, નેત્ર અને જળને કૂવામાંથી ખેંચવાનું સામર્થ્ય પ્રાપ્ત છતાં, તૃષાના દુઃખની બૂમો જેમ કોઇ અજ્ઞાન મનુષ્ય પાડે, તેમ દુઃખના રાત્રિદિવસ પોકાર શા માટે પાડયા કરો છો, અને જ્યાં ત્યાં સુખના ઉપાય પૂછ્યા કરો છો ? નિશ્ચયપૂર્વક માનો કે દુઃખ પોતાના પ્રયત્નવિના અન્ય કોઈ ઉપાયે ટળતું નથી. બીજા મનુષ્યો દુઃખ ટાળવાની યુક્તિ માત્ર આપે છે; પરંતુ યુક્તિને સેવવાનું કામ તેમનું નથી. જેને દુઃખને ટાળવાની ઇચ્છા હોય છે, તે મનુષ્યે પોતે દુઃખને ટાળવાની યુક્તિને સેવવી જ પડે છે. ક્ષુધા ટાળવાને માટે ભુખ્યા મનુષ્યે પોતે અન્ન ખાવું જ જોઇએ. બીજા મનુષ્યના અન્નના ગ્રહણ કરવાથી ક્ષુધાતુરની ક્ષુધા ટળતી નથી. આવો સર્વસામાન્ય નિયમ વિશ્વમાં પ્રસિદ્ધ છતાં દુઃખ ટાળવાને માટે અન્યના ઉપર આધાર રાખવાની કુટેવ, જે બીજું કંઇ જ નથી પણ એક પ્રકારની આળસ જ છે, તેને શા માટે સેવ્યા કરો છો ? બ્રહ્માંડમાં કે બ્રહ્માંડની બહાર—ગમે ત્યાં— જોશો, તોપણ તમને સુખ કે દુઃખનું કારણ મનવિના અને તે દ્વારા થતી યોગ્યાયોગ્ય ક્રિયાવિના અન્ય કશું જ જડવાનું નથી. પ્રારબ્ધથી સુખદુઃખ આવે છે કે પુરુષાર્થથી

સુખદુઃખ આવે છે, ગમે તે કારણથી સુખદુઃખ આવે છે, એમ માનો, પણ પ્રારબ્ધનું કે પુરુષાર્થનું સર્વનું મૂળ મન જ છે. મનવિના સુખદુઃખનું કારણ અન્ય કોઈ છે જ નહિ. આમ છે તો પછી શા માટે મનને જ અનુકૂળ કરવાના એક જ ઉપાયને સેવતા નથી, અને નકામાં ફાંફાં માર્યા કરો છો?

*   *   *

ઘરમાં કે બહાર, જ્યાં જ્યાં દૃષ્ટિ નાંખી જોઇએ છીએ ત્યાં ત્યાં અસંખ્ય મનુષ્યો મનના તરફ જે અસાધારણ બેદરકારી બતાવે છે, તે જોઇ તેઓની દુઃખી અવસ્થાથી આશ્ચર્ય થતું નથી. સુખ કે દુઃખના ઉપજવા સાથે આ મનને જાણે કશો જ સંબંધ ન હોય તેમ તેઓ વર્ત્યા કરે છે. ગમે તેવા વિચારોને મનમાં પ્રવેશવા દેતાં તેઓને જરા પણ સંકોચ થતો નથી. જમવા બેઠા હોય ત્યાં જો એક કુતરૂં આવે તો તેઓ લાકડી લઇને ઉભા થાય છે, ઢેડની કે ભંગીયાની છાયા પડે તો ખાવાનું સઘળું ફેંકી દે છે, અને તત્કાળ સ્નાન કરે છે, પરંતુ શ્વાન, ઢેડ કે ભંગીયાના સ્પર્શથી થતી હાની-કરતાં અનંતગુણ હાનિને કરનાર અયોગ્ય વિચારોની મોટી ચાંડાલની સેનાને પોતાના પવિત્ર હૃદયમંદિરમાં પ્રવેશતી જોઇને તેમને લેશ પણ કમકમી આવતી નથી, પણ ઉલટા તેઓ આ ચાંડાલોને પોતાના હૃદયમાં પ્રવેશતાં પુષ્પવડે વધાવી લે છે. તેઓ બાહ્ય મળનો હાથને સ્પર્શ થતાં સાત વાર માટીથી તેને ધુએ છે, અને દિવસમાં દશ વાર નદીમાં ડુબકાં મારે છે, પરંતુ પોતાના હૃદયમંદિરમાં અયોગ્ય વિચારરૂપી મળના ટોપલાઓને પોતાની મેળે જ લાવી લાવીને નાંખે છે. અમુક સમયે મન કેવા વિચાર કરે છે, અને તે વિચારોને અનુસરીને ઇંદ્રિયો કેવી ક્રિયા કરે છે, તેનું તેમને જરા પણ ભાન હોતું નથી, તેમ તેઓને પોતાના હૃદયમંદિરની ભ્રષ્ટતાનું

ભાન હોતું નથી.

*　　　　*　　　　*

આ અવિવેકી મનુષ્યોનું મન જડ વિષયોમાં આખો દિવસ રમણ ક્યાં કરે છે. ઘણા મનુષ્યો નવરા પડે છે ત્યારે ખાવાની વાતોમાં જ કલાકના કલાક ગાળી નાંખે છે. ફલાણે દિવસે શીખંડ બહુ સારો થયો હતો, અને અમુક દિવસે પૂરણપોળી બહુ સારી થઇ હતી, સુરતની બરફીની બલિહારી છે, અને વડોદરાની જલેબી અને ચેવડા આગળ સઘળું રદ છે, અમારે ત્યાં બટાકાનું શાક સારૂ થાય છે, અને ફલાણાને ત્યાં કઢી સારી થાય છે, આ અને આવી અસંખ્ય પ્રકારની ખાવાની વાતોમાં જ તેઓ જીવનનું સાર્થક માને છે. આજે આઇસ્ક્રીમ બનાવ્યું હોય તો શરીરમાં ઠીક ઠંડક થાય, અથવા ફાલસાનું કે લીંબુનું શરબત પીધું હોય તો આ ઉકળાટ કંઇક શમે, આ અને એવા જ બીજા વિચારોમાં તેઓને અત્યંત આનંદ ભાસે છે. ચાર જણ એકઠા મળ્યા હોય છે, તો આવી વાતોમાં તેઓ કલાકના કલાક ગાળી નાંખે છે; અને આઇસ્ક્રીમ બનાવવાના પૈસા હોય છે તો બાર વાગતાથી ચાર વાગતા સુધી તેના જ હલ્લામાં, કોઇ મહાભારત કાર્ય અરંભ્યું હોય તેની પેઠે ઘુમ્યા કરે છે. હમણાં આઇસ્ક્રીમ થશે. અને તેને ખાઇને સ્વર્ગના અમૃતપાનથી પણ અધીક આનંદને ભોગવીશું, એવા વિચારોમાં પ્રફુલ્લ વદને આમથી તેમ ઘુમઘુમ કરે છે. અહહ ! અજ્ઞાનનું સામ્રાજ્ય મનુષ્યોના હૃદયમાં કેવું પ્રબળપણે વ્યાપી ગયું છે !

*　　　　*　　　　*

મનની અને શરીરની આ ચાર કલાકની ક્રિયા, જે ફળના ભોગને માટે મનુષ્યો આમ સ્થળે સ્થળે સેવે છે, તે ફળ, તેને પ્રાપ્ત કરવા માટે ગાળેલો સમય અને શ્રમના પ્રમાણમાં શું જોઇએ

એટલું હોય છે? આ ચાર કલાકનો આથી વધારે સારો ઉપયોગ શું મનુષ્ય પ્રાણી કરી શકે એમ નથી? પેટમાં ઠંડક ઉપજવા જેવા ક્ષણિક સુખને માટે, સમયનો આવો દુરુપયોગ, પશુથી પોતાને શ્રેષ્ઠ માનનાર મનુષ્ય પ્રાણીને શું શોભા આપનાર ગણી શકાય એમ છે? અને આમ છતાં આવી અસંખ્ય ક્રિયાઓમાં મનુષ્યો કોટિ દ્રવ્ય આપતાં પણ ન મળે એવા મોંઘા આયુષને પથરાની પેઠે ખરચી નાંખે છે. સર્વ સુખના મૂળ મનરૂપી હીરાને તેઓ ધૂળમાં રગદોળે છે. ખાવા પીવામાં, લગ્નના અને જ્ઞાતિભોજનના ઉત્સવોમાં દિવસના દિવસો કોડીના મૂલ્યે ખરચી નાંખે છે. અને આ સર્વનું પરિણામી ફળ કશું જ હોતું નથી, પણ માત્ર જીભનો ક્ષણિક આનંદ હોય છે. ચિરસ્થાયી વાસ્તવિક સુખનો તેમાં ગંધ પણ હોતો નથી.

* * *

આવા વિચારોમાં અને આવી ક્રિયામાં નિરંતર જોડાતું મન ઉચ્ચ સુખનો શી રીતે અનુભવ કરે? ખાળકુંડીના મલિન જળને ઉછાળી અત્તરના સુવાસને શી રીતે ગ્રહણ કરે? વિષ્ઠાનો શરીરે લેપ કરી ચંદનના લેપનું સુખ શી રીતે અનુભવે? રેતીને ચાવી સાકરનો સ્વાદ શી રીતે ગ્રહણ કરે? અને તો પણ અસંખ્ય મનુષ્યો આવી ક્રિયાઓ કરતાં છતાં સુખને ઇચ્છે છે. બાવળને વાવે છે અને આમ્ર ઉપર ઉગતી કેરીઓ વેડવા આશા રાખે છે, અને કેરીને બદલે કાંટા આવેલા જોઇને, કેરી કેમ ન આવી એવા શોકના ઉદ્ગારો કાઢયા કરે છે.

* * *

મનને યોગ્ય વિચારમાં જોડો અને ઇંદ્રિયોને યોગ્ય ક્રિયામાં પ્રવર્તાવો. એ જ સુખનો ખરો ઉપાય છે. પાંચ મિનિટ કે પા કલાક યોગ્ય વિચાર અને યોગ્ય ક્રિયામાં જોડો, એટલુંજ પૂર્ણ નથી, પણ

અષ્ટ પ્રહર યોગ્ય વિચાર અને યોગ્ય ક્રિયામાં જોડો. સંતત દીર્ઘ કાળનો પ્રયત્ન જ સુખને આપે છે.

*　　　*　　　*

વિચાર અને ક્રિયા એ મનરૂપી વૃક્ષનાં મૂળ છે. જેમ વૃક્ષનાં મૂળ, ભૂમિમાંથી રસને ચુસે છે, તેમ મનવૃક્ષનાં વિચાર અને ક્રિયારૂપી મૂળ, સુખ અથવા દુઃખરૂપ ફળને ઉત્પન્ન કરનાર રસને સર્વત્ર વ્યાપી રહેલા પરમતત્ત્વમાંથી ચુસે છે. યોગ્ય વિચાર અને યોગ્ય ક્રિયારૂપી મૂળ સુખરૂપ ફળને પ્રકટાવનાર રસને આકર્ષે છે; અયોગ્ય ક્રિયા અને અયોગ્ય વિચાર, દુઃખરૂપ ફળને પ્રકટાવનાર રસને આકર્ષે છે. સુખ જોઈતું હોય તો યોગ્ય વિચાર અને યોગ્ય ક્રિયાને સેવો, દુઃખ જોઈતું હોય તો અયોગ્ય વિચાર અને અયોગ્ય ક્રિયાને સેવો. તમે જ પોતે પોતાને તારનાર છો. તમે જ પોતે પોતાને મારનાર છો. તમારા શુદ્ધ વિચાર તથા ક્રિયા તમને તારે છે, તમારા અશુદ્ધ વિચાર તથા ક્રિયા તમને મારે છે. સુખદુઃખની કુંચી તમારા હાથમાં છે, અને તે બીજી કોઈ નથી, પણ મન જ છે.

*　　　*　　　*

પ્રત્યેક ક્ષણે સાવધાન રહી મનની તથા શરીરની ક્રિયાને જુઓ અમુક વિચાર તથા અમુક ક્રિયા કયું ફળ આપશે, તે વિષે નિર્ણય કરો. તમારા વિચાર તથા ક્રિયા તમારા મનુષ્યત્વને ન છાજતાં જણાયે તત્કાળ તેથી નિવૃત્ત થાઓ. કામ, ક્રોધ, ચિંતા, ભય આદિ અયોગ્ય વિચારોની તથા તે વડે થતી અયોગ્ય ક્રિયાઓની જાળમાં મનને બાંધી ન રાખો. ઇશ્વરચિંતન, તત્ત્વવિચાર, શ્રદ્ધા, નિર્ભયતા, પ્રસન્નતા, શાસ્ત્રાભ્યાસ આદિ શુદ્ધ વિચારો તથા શુદ્ધ ક્રિયાના આકાશમાં મનને ઉડવા દો. પશુપણાને ઓળંગી તમે મનુષ્યપણામાં આવ્યા છો, તો પશુપણમાં પાછા ન જાઓ પણ મનુષ્યપણામાં

રહીને તેથી પણ ઉંચું જે દેવપણું, અથવા ઇશપણું અથવા બ્રહ્મપણું તેમાં જવાને પ્રયત્નશીલ થાઓ. શુદ્ધ વિચાર અને શુદ્ધ ક્રિયા એ દેવત્વ, ઇશત્વ, અને બ્રહ્મત્વને અનુભવવાનો રાજમાર્ગ છે.

* * *

મનુષ્યોનો મોટો ભાગ, વિવિધ ક્લેશ તથા દુ:ખોથી પ્રજળતો, તથા સુખ અને અભ્યુદયને ઇચ્છતો છતાં પણ તે ઉભયથી રહિત રહેતો જોઇને મને આશ્ચર્ય થતું નથી. જેની જેવી યોગ્યતા હોય છે તેના પ્રમાણુમાં જ તેને સુખ મળે છે. યોગ્યતાથી અધિક સુખ કોઇને કદી પ્રાપ્ત થયેલું પૂર્વે કદી અનુભવમાં આવ્યું નથી, અને ભવિષ્યમાં અનુભવમાં આવશે નહિ.

* * *

કર્મનો અનુલ્લંઘનીય નિયમ સર્વત્ર વ્યાપી રહ્યો છે. જે મનુષ્ય જે પ્રકારનું કર્મ કરે છે, તે પ્રકારનું જ ફળ તેને પ્રાપ્ત થાય છે. આકડો વાવનાર આમ્રફળને વેડતો નથી, અને આંબો વાવનારને બાવળીયાની શૂળો વાગતી નથી. દુષ્કર્મ કરીને સુખાનુભવ કરવાની આશા રાખનારની આશા કલ્પે પણ સફળ થતી નથી, અને સત્ક્રિયા કરનારને દુઃખ અથવા દુઃખનું ભય કરાળાંતરે પણ વ્યથિત કરતું નથી. કર્મ પોતાના યોગ્ય અથવા અયોગ્ય પ્રકાર પ્રમાણે જ સુખ અથવા દુ:ખરૂપ ફળ અવશ્ય પ્રકટાવે છે જ. આ નિયમમાં અપવાદના પ્રવેશનો ત્રિકાળ્ અસંભવ છે.

* * *

મનુષ્યો ઉત્તમ કર્મનો આશ્રય ગ્રહણ કરતા નથી, અર્થાત્ સદુદ્યોગને સેવતા નથી અને સુખની ઇચ્છા રાખે છે, તે શી રીતે સફળ થાય ? દીપક પ્રકટાવવાનો પ્રયત્ન સેવ્યા વિના અંધકાર શી રીતે ટળે ? પાકની સામગ્રી પ્રયત્નથી સંપાદન કર્યાં વિના અને

ચુલો સળગાવી રસોઇ કર્યા વિના ક્ષુધાની નિવૃત્તિ શી રીતે થાય? ન જ થવી સંભવે, એમ સર્વ મનુષ્યો કહે છે, અને તોપણ તેના તે જ મનુષ્યો પોતાનો ઇષ્ટ અર્થ જે સુખ તેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આળસ્ અને પ્રમાદ સેવે છે.

* * *

હજાર મનુષ્યોના સમૂહમાં વાતો કરવામાં કુશળ એવા ૯૯૯ મનુષ્યો અથવા પૂરેપૂરા હજાર મનુષ્યો પણ મળી આવે છે, પરંતુ પ્રયત્ન કરનાર એક પણ મળવો બહુ દુર્લભ થઇ પડે છે. આમ કરવાથી અમુક ફળ થાય છે, અને તેમ કરવાથી ફલાણું સુખ મળે છે, એ પ્રમાણે છાતી ઠોકીને કહેનારા હજારો મનુષ્યોનો ટોટો નથી; પણ પ્રયત્ન કરીને તે વર્ણવવામાં આવતા ફળને અથવા સુખને પોતાનામાં પ્રકટાવ્યું હોય એવો એક પણ મનુષ્ય હજારોમાંથી પણ મળતો નથી. સાપ જાય અને લીસોટા રહે તેમ પ્રજામાંથી પ્રયત્ન—સાચો પ્રયત્ન જતો રહ્યો, અને વાતો રહી છે. સાચો સર્પ જે કરી શકે છે, તે લીસોટા જેમ કોઇ કાળે પણ કરી શકતા નથી તેમ શુદ્ધ પ્રયત્ન જે કરી શકે છે, તે વાતો કદી પણ કરવા સમર્થ થઇ શકતી નથી.

* * *

મ્હારા પ્રવાસમાં, એક પ્રસંગે મારે કેટલાક મનુષ્યોના સમુદાયમાં કેટલોક કાળ સ્થિતિ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. આ મનુષ્યો પ્રાતઃકાળથી ઉઠતા ત્યારથી તે રાત્રિએ શય્યામાં સુતા ત્યાં સુધીમાં પોતાનો અભ્યુદય થાય એવો શુદ્ધ પ્રયત્ન ક્વચિત્ જ સેવતા જણાતા. તેઓ તેમણે રચેલા ઉપવનમાં આખો દિવસ બેશી રહેતા, અને સ્વભાવથી નીકળતી અત્યંત તુચ્છ વાતોમાં પોતાના મનને જોડતા આખો દિવસ વ્યતીત કરતા. સ્વાદેન્દ્રિયને પ્રસન્ન

કરવાની નવી નવી યુક્તિઓ તેઓ રચતા, અને તેની સિદ્ધિ થતી ત્યારે તેમને બત્રીશે કોઠે દીવા પ્રકટેલા જણાતા, અને તેમનો તે દિવસ સફળ થયો હોય તેમ તેઓ સમજતા. કોઈ દિવસ તેઓ લીંબુનું, નારંગીનું, દાડિમનું, ફાલસાનું કે બદામનું શરબત કાઢતા, તો કોઈ દિવસ 'આઇસ ક્રીમ' બનાવીને તેઓની અસંતુષ્ટ વૃત્તિને સંતુષ્ટ કરતા. કોઈ દિવસ બરફી, પેંડા, જલેબી, હલવો, ઘેવડો, વગેરે પદાર્થોના સેવનવડે પોતાના આનંદની કળાને ખીલવતા, તો કોઇ દિવસ, રસરોટલી કે બિરંજપુરી, કે શીખંડપુરી વગેરે ભોજનવડે તેઓનાં સંકોચાતાં હૃદયકમળને વિકસિત કરવાનો પ્રયત્ન સેવતા. ક્વચિત્ રાગતાનમાં મસ્ત રહેતા, તો ક્વચિત્ નાટકો જોવામાં જ અનેક રાત્રિઓ વ્યતીત કરતા. આવી નિષ્ફળ અથવા યથાર્થ કહીએ તો ભવિષ્યમાં દુઃખને પ્રકટાવનારી ક્રિયાઓમાં તેઓ પોતાના જીવનનો મુખ્ય ભાગ ગાળતા. અને આમ છતાં આ મનુષ્યો બુદ્ધિહીન હતા એમ ન હતું. તેમાંના કેટલાકે તો ઉચ્ચ શિક્ષણ લીધું હતું. કેટલાક ઉત્તમ ગ્રંથકાર હતા. કેટલાક ઉત્તમ કવિ હતા. કેટલાક સારા વક્તા હતા. તેમાંનો એકે એક મનુષ્ય તેમણે સ્થાપેલી એક સભામાં અનુક્રમે વ્યાખ્યાન આપતો હતો. તેમનાં વ્યાખ્યાન શ્રવણ કરવાનો મારે પણ યોગ આવતો હતો. 'આયુષ્નું સાર્થક્ય શી રીતે કરવું ?' 'સમયનો સદુપયોગ ન કરવાથી કેવી ભયંકર હાનિઓ થાય છે' 'અભ્યુદયના ઉપાયો' 'સુદૃઢ આરોગ્ય શી રીતે પ્રાપ્ત કરવું' 'શુદ્ધ વિચાર સેવવાની પ્રત્યેક મનુષ્યને અનિવાર્ય અગત્ય છે.' 'આળસ અને પ્રમાદથી થતા અલાભ તથા ઉદ્યોગના લાભ' 'વિષયલોલુપતા સર્વ મનુષ્યોએ ત્યાજ્ય છે,' 'બાહ્ય શૌચ તથા આંતર શૌચ' 'ઇશ્વરભક્તિનું માહાત્મ્ય' 'સુખેચ્છકે સંયમ જ સેવ્ય છે,' 'જીવન્મુક્ત કોને કહેવા' 'નાટકો

જોવાથી થતાં નુકસાન' 'કર્તવ્ય, પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્યનું સ્વરૂપ' આ વગેરે અનેક ઉત્તમ વિષયોઉપર જે ગાંભીર્યથી, વિદ્વત્તાથી, અંતઃકરણની લાગણીથી તેઓ વ્યાખ્યાન આપતા હતા, તે જોઇને તથા સાંભળીને ક્વચિત્ જ કોઇને શંકા થાય કે જનસમુદાયમાં જે બોધ તેઓ આપતા હતા તેથી કેવળ વિરુદ્ધ જ તેમનું ખાનગી જીવન હશે. તેઓના બોધને અને આચારને ઉત્તર ધ્રુવ તથા દક્ષિણ ધ્રુવ જેટલું અંતર હશે, એવું કવચિત્ જ કોઇને અનુમાન થાય. પરંતુ વસ્તુતઃ તેમજ હતું. સમયના સદુપયોગનું વ્યાખ્યાન કરનાર, પ્રહરના પ્રહર માલવિનાના તડાકા માર્યા કરતા અને મિતાહાર એ સુદૃઢ આરોગ્યને આપનાર છે, એમ લાંબા લાંબા હાથ કરી શ્રોતાઓને દઢાવવાનો પ્રયત્ન કરનાર ભોજનકાળે દુધપાકના કે શીખંડના સાત સાત પડીઆ ઉઠાવી જતા. અને ઉપર ઘીનું ભોજન હોય ત્યારે બેશેર સુધી વિષ્ણુતેજ (ઘી) ની આહુતિ, પ્રાણાગ્નિહોત્રમાં એકે સપાટે અર્પી દેતા, એ જ પ્રમાણે ભ્રાતૃભાવ રાખવાનું કે પ્રાણીમાત્રમાં સર્વાત્મભાવ રાખવાનું વ્યાખ્યાન કરનાર દિવસમાં સોવાર પોતાના સંબંધમાં આવનાર સાથે લડતા, તેમને કઠોર વચન સંભળાવતા અને ઘણે પ્રસંગે કોઇના દોષોના પુરાણની કથા તેની અવિદ્યમાનતામાં સવારથી સાંજ સુધી ગાતા. સ્વલ્પમાં જે બોધ તેઓ અન્યને આપતા, તે બોધના મનોહર રંગથી માત્ર તેમની વાણી જ રંગાયલી જણાતી, પણ તેમનું અંતર કાળા કામળા જેવું જ તેમના વર્તનથી જ્યારે ત્યારે જોવામાં આવતું.

* * *

પ્રિય વાચક! આ ચિત્ર કોઇ અમુક વ્યક્તિઓનું છે, એમ જાણશો નહિ, એ મારૂં અને તમારૂં પોતાનું જ ચિત્ર છે તમે અને હું આમ જ વર્તીએ છીએ. અન્યને બોધ આપતાં આપણે ગરૂડ

બની જઈ ગગનમાં ઉડીએ છીએ. પરંતુ એ બોધ પ્રમાણે વર્તન કરવાનું આપણને પોતાને પ્રાપ્ત થતાં આપણે કીડા થઈ છાણમાં અને માટીમાં આળોટીએ છીએ. બોધ આપવામાં આપણે બૃહસ્પતિ બનીએ છીએ; બોધપ્રમાણે વર્તન કરવામાં આપણે વાણી અને વર્તનનો ભેદ રાખનાર કોઈ ધૂર્તનું પણ વિસ્મરણ કરાવીએ છીએ. આપણા ચાવવાના અને દેખાડવાના દાંત ભિન્ન ભિન્ન છે.

* * *

મનુષ્યોનું વાણીનું બળ વધ્યું છે; આચારમાં આમળા જેવડું મીડું પડયું છે. વાણીમાં પ્રતાપનું કે પૃથુરાજનું શૌર્ય વ્યાપી રહ્યું છે, આચારમાં પુંશ્ચલીની કાયરતા છવાઇ રહી છે. વાણીમાં નાયાગરાના ધોધજેવો પ્રબળ પ્રવાહ વહે છે; આચારમાં જળના બિંદુવિનાનું મારવાડનું કે કચ્છનું રેતીનું રણ દષ્ટિએ પડે છે. વાણીરૂપ મ્યાન, રત્ન તથા મૌક્તિકવડે અત્યંત સુશોભિત કર્યું છે; આચારરૂપ તરવાર, ખરા લોઢાની તીખી અસિ હોવાને બદલે મોરનું પીછું છે.

* * *

મનુષ્યો જે જાણે છે તેને આચારમાં મુકવામાં આળસ તથા પ્રમાદને સેવે છે. એ જ તેમની દુઃખી સ્થિતિને સ્થિર રહેવામાં હેતુ છે. જાણેલું આચારમાં મુકવામાં આવતાં અભ્યુદયનો રથ 'સ્ટીમ એન્જીન' સાથે જોડાય છે. જાણેલું આચારમાં મુકવામાં ન આવતાં દુઃખના ખાડામાં ઉંધા વળી ગયેલા ગાડાને, સીધા થવાનો તથા તે ખાડમાંથી બહાર નીકળવાનો કદી પણ યોગ આવતો નથી. અભ્યુદયનું રહસ્ય એક જ નાના વાક્યમાં શમાયલું છે, અને તે એ એ કે "જાણેલું આચારમાં મૂકવું."

* * *

મનુષ્ય જ્યારે વ્યર્થ બોલવાનું છોડી દે છે, અને સુખના જાણેલા ઉપાયોને આચારમાં મૂકવા માંડે છે, ત્યારે તેના દુષ્ટ ગ્રહો તેને અનુકૂળ થવા માંડે છે, અને તેનું મંદ પ્રારબ્ધ પણ પલટાઈને ઉજ્જવળ પ્રારબ્ધ થઈ જાય છે. શુદ્ધ આચાર અથવા શુદ્ધ પ્રવૃત્તિ અથવા શુદ્ધ પુરુષાર્થ લોહનું સુવર્ણ કરે છે, પાષાણનો સ્પર્શમણિ કરે છે, શુદ્ધ આચારનો અભાવ, એ જ દુઃખરૂપી હિમાલયના પાયામાં રેડેલો સીસાનો રસ છે.

* * *

હાલ જે સ્થિતિ તમને પ્રાપ્ત છે, તેથી ઉંચી સુખની સ્થિતિ પ્રાપ્ત કરવાનો એક પણ ઉપાય શું તમારા જાણવામાં નથી ? એક તો શું પણ સેંકડો ઉપાય તમે જાણો છો. તમે જાણો છો કે સદ્ગુણ સુખ માત્રનો હેતુ છે, અને દુર્ગુણ દુઃખ માત્રનું કારણ છે. આ જાણેલું તમે આચારમાં મૂકવાનો દૃઢ પ્રયત્ન કર્યો છે? તમે સદ્ગુણોને શોધી શોધીને તમારા હૃદયમાં સ્થાપ્યા છે, અને દુર્ગુણોનાં મૂળ સર્વ પ્રકારના પ્રયત્નથી, તમારા હૃદયમાંથી ઉખેડી નાંખ્યા છે? તમે જાણો છો કે ભક્તિ, યોગ અથવા તત્ત્વવિચાર મનુષ્યનાં દુઃખમાત્ર હણી તેને જીવતાંજ મોક્ષ આપે છે. તમે જાણો છો કે ઐહિક અથવા પારલૌકિક એવું એક પણ સુખ નથી, જે આ ત્રણમાંથી એકના પણ યથાર્થ સેવનથી ન પ્રાપ્ત થાય. પરંતુ એ તમારૂં જાણેલું શું 'પોથીમાંનાં રીંગણાં જેવું' નથી? જાણેલું આચારમાં મૂકી, તેથી પ્રાપ્ત થનારા લાભના તમે પોતે ભોક્તા ન થયા, તો એ જાણવાથી અધિક શું? તમે જાણો છો કે ઇંદ્રિયોનો સ્વેરાચાર અર્થાત્ તેમનું સ્વચ્છંદી વર્તન શારીરિક, માનસિક, તથા આધ્યાત્મિક બળનો અત્યંત ક્ષય કરનાર છે, તથા સર્વોત્કૃષ્ટ કલ્યાણના માર્ગથી મનુષ્યને નિરંતર વિમુખ રાખનાર છે; પરંતુ ઇંદ્રિયોના

પ્રત્યેક સ્વૈરાચાર સમયે તમે તેમને રોકવાનો લેશ પણ પ્રયત્ન ન કરો, પણ ઉલટો તે સ્વૈરાચાર પુષ્ટ થાય, એવા જ પ્રયત્નને સેવો તો તમારૂં જ્ઞાન, ઝાકળના મોતી જેવું, જોવામાં અત્યંત મનોહર, ઉપયોગકાળે ક્ષણમાં અળપાઇ જાય એવું અસ્થિર નથી શું ? જ્ઞાનનું મૂલ્ય વાતોના ફડાકા મારવામાં નથી, પણ તેને આચારમાં મૂકી તેથી થતા લાભને પ્રકટાવવામાં જ છે, એ તમારા જેવા બુદ્ધિમાને એક ક્ષણ પણ વિસ્મરણ કરવાનું નથી.

*　　　　*　　　　*

વાતો કરીને મોટા સિદ્ધ અથવા જ્ઞાની મહાત્મા ગણાવાને મનુષ્ય જેટલો પ્રયત્ન સેવે છે, તેનો અર્ધ અથવા ચતુર્થાંશ પ્રયત્ન પણ જો તેઓ કૃતિ કરવામાં—પોતાના પ્રાપ્ત જ્ઞાનને આચારમાં મૂકવામાં—સેવતા હોય તો તેઓ કેટલા અલ્પ સમયમાં સર્વોત્કૃષ્ટ સ્થિતિ જે બ્રહ્મમયતા તેને પ્રાપ્ત થઈ રહે ? અને વાતો કરવાનું જ્ઞાન સંપાદન કરવામાં જેટલો પરિશ્રમ પડે છે, તેથી અધિક પરિશ્રમ શું તે જ્ઞાનને આચારમાં મૂકવામાં પડે છે ? ઉપરથી જોતાં તેવું ભાસે છે ખરૂં, પરંતુ જેઓ જ્ઞાનને આચારમાં ઉતારવાનો પ્રયત્ન સેવે છે તેમને અલ્પ સમયમાં જ સ્પષ્ટ થાય છે કે શબ્દજ્ઞાન સંપાદન કરવાના ભાગીરથ પરિશ્રમ આગળ આચારમાં મૂકવાનો પરિશ્રમ બહુ જ ન્યૂન છે. આરંભમાં દુસ્તર ભાસે છે, પરંતુ જેમ જેમ માર્ગ કપાય છે, તેમ તેમ સુતર અને સુકર ભાસે છે.

*　　　　*　　　　*

સુખનો ઉપાય એક જ છે, અને તે વાતો નથી, પણ જાણેલા જ્ઞાનને આચારમાં મૂકવું એ જ છે. જેમ ખરાં વડાં ક્ષુધાની નિવૃત્તિ કરે છે અને પુષ્ટિ આપે છે પણ વાતોનાં વડાં કરતાં નથી અને આપતાં નથી તેમ શુદ્ધ આચાર જ દુઃખને ટાળે છે, અને સુખને

પ્રકટાવે છે, પણ વાતોથી કશું જ થતું નથી. વાતો શ્રોતાના હૃદયને ક્ષણવાર જ હરણ કરે છે, પરંતુ આચાર તેમનાં હૃદયનું જીવન પર્યંત આકર્ષણ કરે છે. વાતો સોનાનો ઢોળ ચઢાવેલા પીતળના પાત્રજેવી ઉપરથી જ ચળકાટવાળી છે, પરંતુ આચાર મૂલ્યવાન શુદ્ધ સુવર્ણના પાત્ર જેવો સ્થાયી સૌંદર્યવાળો છે.

*　　　*　　　*

આજથી જ, આ ક્ષણથી જ, સુખના જે ઉપાય જાણતા હો તેને આચારમાં મૂકવા માંડો. તમે પ્રાપ્ત કરેલું જ્ઞાન અન્યને મોહ પમાડવાં માટે નથી અથવા તમે મહા પંડિત છો, એવી જગત્‌માં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે નથી, પણ તમારા પોતાના સુખ માટે છે. તમે દુઃખી રહ્યા, તમારા જ્ઞાનથી તમારૂં પોતાનું દુઃખ ન ટળ્યું, તો પછી જેમ વંધ્યા સ્ત્રીથી માંડેલો ગૃહસ્થાશ્રમ નિષ્ફળ છે, તેમ તમારૂં જ્ઞાન નિષ્ફળ છે. તમારા ભંડારમાં કરોડો સુવર્ણ મુદ્રિકાઓ હોય, પણ તેમાંથી એક કપર્દિકા સરખી પણ તમારા ભુખે મરતા કુટુંબને માટે અન્ન લાવવામાં તમારાથી ન ખરચાય, અને તેમના ઉદરમાં એક એક હાથના ઉંડા ખાડા સર્વદા પડયા રહે, તો એ તમારો ભંડાર સામાન્ય જનોક્તિપ્રમાણે શું 'પૂળો મૂકવા' જેવો તમને નથી લાગતો? સાવધાન થાઓ, વાતોને ત્યજો, અને આ ક્ષણથી જ તમારા પ્રાપ્ત જ્ઞાનને આચારમાં ઉતારો.

*　　　*　　　*

સડેલા અથવા બગડેલા પદાર્થો કોઈ બુદ્ધિમાન્‌ને ખાવા આપ્યા હોય તો ભાગ્યે જ તે તેને ખાય છે. સર્વ બુદ્ધિમાન્ મનુષ્યો જાણે છે કે બગડેલો આહાર શરીરને નુકસાન કરે છે, અને તેથી શુદ્ધ આહારના પદાર્થો મેળવવાને માટે તેઓ સર્વદા અત્યંત કાળજી રાખે છે; અને આમ છતાં મનનો આહાર જે વિચારો, તેમની

શુદ્ધિને માટે હજારમાંથી એકાદ મનુષ્ય પણ ભાગ્યે જ કાળજી રાખે છે.

*          *          *

જેમ ખાવાના પદાર્થો શરીરને પોષે છે, તેમ વિચારો મનને પોષે છે, અને જેમ ખાવાના પદાર્થો બગડેલા હોય છે, તો શરીરને હાનિ થાય છે, તેમ વિચારો બગડેલા હોય છે, તો મનને હાનિ થાય છે. અને શરીરને થયેલી હાનિકરતાં મનને થયેલી હાનિ હજારગણી મોટી હોય છે. કારણ કે આપણા સુખદુઃખનો ખરો આધાર આપણું મન જ છે. સુખેચ્છક મનુષ્યોએ આ વાતનું એક ક્ષણ પણ વિસ્મરણ કરવું ઘટતું નથી.

*          *          *

એવું કહેવાય છે કે 'ઉંટ આકડાવિના અને બકરી કાંકરાવિના સંઘળું જ ખાય છે.' અને તોપણ તેઓ પોતાના શરીરને પોષનાર વનસ્પતિ જ ખાય છે. વનસ્પતિવિના ગમે તે કચરો તેઓ કદી જ ખાતાં નથી. વિચારના સંબંધમાં મનુષ્યોનો મોટો ભાગ ઉંટ અને બકરીકરતાં પણ ચઢી જાય છે. તેઓ વિચારોને ગ્રહણ કરવામાં કવચિત્ જ વિવેક વાપરે છે. તેઓ કાનવડે, વિશેષ કરીને સઘળા જ વિચારો સાંભળે છે, અને નેત્રવડે પુસ્તકોમાં અને વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલા સઘળા જ વિચારો વાંચે છે. મનને પુષ્ટ કરે અને તેનું આરોગ્ય વધારે એવો આહાર મનને વર્તમાન સમયમાં બહુ જ થોડા મનુષ્યો આપે છે.

*          *          *

શરીરનું આરોગ્ય વધારનારા પથ્ય આહારનું જ્ઞાન જેમ મનુષ્યોને ઉપયોગી છે, તેમ મનનું આરોગ્ય વધારનારા પથ્ય વિચારોનું જ્ઞાન પણ તેમને તેટલું જ અથવા તેથી પણ અધિક ઉપયોગી છે. પ્રસન્નતા, શ્રદ્ધા, મૈત્રી અર્થાત્ સર્વસાથે અવિરોધ,

નિર્ભયતા, વિવિધ વિપત્તિના પ્રસંગોમાં હિંમત, પ્રાણી માત્ર ઉપર પ્રેમભાવ, એ વગેરે સદ્‌ગુણો એ મનનો પથ્ય આહાર છે. જે જે વિચારોવડે આ સદ્‌ગુણો દબાઇ જાય છે, તે સર્વ વિચારો કુપથ્ય છે, અને જે જે વિચારોવડે આ સર્વ સદ્‌ગુણો વિકાસને અને વૃદ્ધિને પામે છે તે સર્વ વિચારો પથ્ય છે.

* * *

સર્વ પ્રકારના કુપથ્ય વિચારોને બુદ્ધિમાને દઢતાથી અંતઃકરણમાં પ્રવેશ કરતા અટકાવવા જોઇએ. અંતઃકરણને દાબી નાંખે, નાહિંમત કરી નાંખે, ભયાકુલ અથવા શોકાકુલ કરી નાંખે. એવા વિચારો જે સ્થળમાં ચાલતા હોય ત્યાં એક ક્ષણ પણ ઉભા ન રહેવું, અને ઉભા રહેવાનો પ્રસંગ આવે તો કાનને બંધ કરી નાંખવા. શ્રવણે પડેલા આવા વિચારોનું એકાંતમાં સ્મરણ કદી પણ ન કરવું. સર્વ પ્રયત્નથી તેમને ભૂલી જવા. સ્મરણમાં આવે તો પ્રયત્નપૂર્વક મનને બીજા કામમાં જોડવું. કુપથ્ય વિચારો એ અંધકાર છે અને પથ્ય વિચારો એ સૂર્યનો પ્રકાશ છે. અંધકારમાં જીવનનો નાશ થાય છે અને પ્રકાશમાં જીવન પોષાય છે, અને આમ હોવાથી કુપથ્ય વિચારો મરણ અને મરણના જેવાં દુઃખો પ્રકટાવે છે, અને પથ્ય વિચારો જીવન અને જીવનજન્ય અનેક સુખો પ્રકટાવે છે.

* * *

જ્યાં જાઓ ત્યાં સુખનું જ સંકીર્તન કરો. દુઃખસંબંધી વાતોનો પરિત્યાગ કરીને, જેને મળો તેની સાથે સુખની જ વાતો કરો. વિપત્તિનું વાદળ તમારા અથવા અન્યના મસ્તકઉપર ઝઝુમી રહેલું જુઓ, તોપણ સુખની જ વાતો કરો. વિપત્તિનું વાદળ તમારા પર ત્રુટી પડયું હોય, અને લોકો જે સ્થિતિને દુઃખનાં માથે ઝાડ ઉગ્યાજેવી ગણતા હોય તે સમયે પણ સુખસંબંધી જ વિચારો

અને વાતો કરો. સુખ પ્રાપ્ત હોય અથવા સુખ પ્રાપ્ત થવાનો સંભવ હોય ત્યારે અધિક સુખની વાતો કરો. બીજાઓને જ્યારે શોકાતુર જુઓ ત્યારે તેમને પ્રસન્નતાને પ્રકટાવવાનો અત્યાગ્રહ કરો. તેમના શોકના વિષયની તેમના આગળ વાત ન કાઢો, પણ સુખની જ વાતો કાઢો. તેમનો શોક સત્વર ઓછો થશે.

*　　　*　　　*

સ્થળે સ્થળે સુખસંબંધી જ વાતો કરો. તે સર્વદા લાભને જ કરે છે. અંધકાર દર્શાવવાનું છોડી દઇને સર્વને સૂર્યનો પ્રકાશ જ દર્શાવો; અને સર્વ તમને પણ સૂર્યનો પ્રકાશ જ દર્શાવશે.

*　　　*　　　*

સર્વ આગળ સુખની જ વાતો કાઢો. એથી તમારૂં આરોગ્ય સુધરશે, તમારી માનસિક શક્તિઓ અધિક તેજસ્વી થશે, અને તમે જ્યાં જશો ત્યાં સર્વ તમારા પ્રતિ આકર્ષાશે. દુઃખની નિરંતર વાતો કરવાથી શરીર બેડોળ અને કદરૂપુ થાય છે, અને સુખની નિરંતર વાતો કરવાથી શરીરનું સૌંદર્ય વધે છે. વળી સુખની નિરંતર વાતો કરવાથી જે શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક લાભ તમને થાય છે, તે જ લાભ, તમારી સુખસંબંધી વાતો જેઓ પ્રીતિપૂર્વક સાંભળે છે, તેમને પણ થાય છે.

*　　　*　　　*

સુખની જ વાતો કરો, અને તમારા મનને નિરંતર પ્રસન્ન રહેવાનો અભ્યાસ પડી જશે. તમારા ઉદાહરણથી બીજા હજારો, સુખનું જ સંકીર્તન કરતાં શીખશે. એક દીપક કેટલા અસંખ્ય દીપકો પ્રકટાવે છે, એ શું તમે નથી જાણતા? ઉત્તમ જીવન ગાળનારો એક જ મનુષ્ય તે જ પ્રમાણે, પોતાના સંબંધથી હજારોને ઉત્તમ જીવન ગાળનારા કરી મૂકે છે.

*                    *                    *

બીજાઓને નાહિંમત અને નિરાશ થયેલા જોઈને તેમના આગળ તેમનામાં હિંમત અને આશા પૂર્ણ વેગથી પુનઃ પ્રકટે એવી સુખની જ વાતો કરો. સર્વને માટે ભવિષ્યમાં અસાધારણ સુખ રહેલું હોય છે. તેને વર્તમાનમાં આણવાનો પ્રયત્ન નહિ કરવાથી જ ઘણા મનુષ્યો દુઃખી રહે છે. તેમના આગળ સુખની વાતો કરીને ભાવિમાં રહેલાં સુખોને તેઓ જુએ તેમ કરો. જ્યારે મન નિરાશ અને નાહિંમત થયેલું હોય છે, ત્યારે તે અંધ હોય છે. તે સ્થિતિમાં તે કેવળ અંધકાર જ જુએ છે. સુખની વાતોવડે મનમાં જ્યારે પ્રસન્નતાનો પ્રકાશ પ્રવેશાવવામાં આવે છે, ત્યારે મનનું અંધત્વ નાશ થાય છે. તેને નેત્ર આવે છે. તે પોતાના ભાવિમાં રહેલાં સુખને જોઈ શકે છે. તેથી સર્વ પ્રસંગે, સર્વ સ્થળે, સર્વની સાથે સુખની જ વાતો કરો.

*                    *                    *

હજારો મનુષ્યોનાં અંતઃકરણનો દુઃખમય અંધકાર ટાળવો, અને સુખના માર્ગમાં તેમને મુકી દેવા, એના જેવું સત્કર્મ બીજું કોઈ તમને જણાય છે? આવું સત્કર્મ કેવા અનવધિ ફળને ઉપજાવતું હોવું જોઈએ? આવું સત્કર્મ કરવામાં શું દ્રવ્યની કે એવા જ કોઈ શ્રમથી મળનાર સાધનની અગત્ય છે? ના, એવા કોઈ સાધનની અગત્ય નથી. સુખની જ જ્યાં ત્યાં વાતો કરો, અને તમને સ્પષ્ટ થશે કે આવું સત્કર્મ તમે નિત્ય જ કરો છો.

*                    *                    *

કલેશ, કંકાસ, વિપત્તિ કે અવ્યવસ્થાના ભરસમુદ્રમાં તમે બેઠા હો તોપણ સુખની જ વાતો કરો. કલેશ, કંકાસ વગેરે અલ્પ સમયમાં નિવૃત્ત થશે. દુઃખના વિષયની વાતો બદલીને સુખના

વિષયની વાતો કાઢવી, એ કામ ઘણું જ સહેલું છે. કોઇએ પ્રથમ આગેવાની કરવી જોઇએ. તરત જ દુઃખની વાતો બંધ પડીને સુખની વાતો ચાલવા માંડશે. સારી વાત ચાલતી હોય છે, એટલામાં કોઇ ભૂતની વાત કાઢે છે તો તરત જ સારી વાત બંધ પડી ભૂતની વાતો ચાલવા માંડેલી શું તમે નથી અનુભવી? દુઃખની વાત બંધ પાડીને સુખની વાતોનો પ્રસાર પણ એ જ રીતે કરી શકાય છે. જ્યાં જાઓ ત્યાં સુખની વાત કાઢવાની આગેવાની કરવાનું કદી પણ વિસરી જતા નહિ.

* * *

કઠણ દહાડા આવ્યા છે, વરસ વરસને ખાતું આવે છે, ધંધા-રોજગારમાં રસકસ નથી, એ વગેરે વાતો ન કરો, પણ અભ્યુદયની અર્થાત્ ચઢતીના દિવસોની જ વાતો કરો. વરસ વરસને ખાતું આવતું હોય અને ધંધારોજગારમાં રસકસ ન રહ્યા હોય તો મનુષ્યે પોતે જ પોતાના પ્રયત્નથી તેવી સ્થિતિ ટાળવી જોઇએ. ભવિષ્યમાં સારા દિવસો આવશે એવી મનુષ્યમાં જો શ્રદ્ધા પ્રકટે છે, તો સારા દિવસો આવવાના તે વિચાર કરે છે, તથા તેવા દિવસો માટે પ્રયત્ન પણ કરે છે. શ્રદ્ધાથી જ તેના મનમાં આશાના અંકુરો ફૂટે છે, અને તેના પ્રયત્નને વેગ મળે છે; અને આવી શ્રદ્ધા સારા દિવસો આવવાની મનુષ્યોઆગળ વાતો કરવાથી જ પ્રકટે છે.

* * *

આ વર્ષે વૃષ્ટિ ઘણી જ સારી થશે, એવું ખેડુતને કહેવાથી તે કેવો ઉત્સાહમાં આવી જાય છે, અને પ્રસન્નતાથી ખેતી કરવાનાં સર્વ સાધનો એકઠાં કરે છે! એથી ઉલટુ વરસાદ નહિ આવવાની વાત તેના હાથપગ ભાગી નાંખે છે, અને તેના વિચારનું વાતાવરણ ચિંતાકુલ કરી મૂકે છે. દુઃખનાં કારણો એકત્ર થઇને જેટલાં દુઃખો

ઉત્પન્ન કરે છે, તેના કરતાં દુઃખનો ભય વધારે દુઃખોને ઉપજાવે છે; અને અભ્યુદયની વાતો કરવાથી દુઃખનો ભય દૂર કરી શકાય છે.

* * *

આરોગ્યની જ જ્યાં ત્યાં વાતો કરો, ગામની હવા બગડી છે, હવે તાવ ચાલશે, હવે ઢીંક્ણું થશે અને હવે રમકડુ થશે, એવી એવી વાતો ન કરતાં આરોગ્યની જ વાતો કરો. આરોગ્યની વાતો એ સૌથી ઉત્તમમાં ઉત્તમ ઔષધ છે. બીજાં કારણોથી જેટલા વ્યાધિઓ પ્રસરે છે, તેના કરતાં મંદવાડની વાતોથી વધારે પ્રસરે છે. લોકો જ્યારે મંદવાડની વાતો કરતા અને મંદવાડનું ચિંતન કરતા બંધ પડી જશે, ત્યારે તેમને મંદવાડ આવતો પણ બંધ પડી જશે. આરોગ્યની જ વાતો કરો અને આરોગ્યનું જ ચિંતન કરો અને તમે સ્થિર આરોગ્યનો અનુભવ કરશો.

* * *

માંદા માણસઆગળ આરોગ્યની વાતો કાઢો, અને તેને આરોગ્યનું ચિંતન કરવાની તમે ફરજ પાડવાના; અને જે કોઈ આરોગ્યનું ચિંતન કરે છે, તે આરોગ્યવાન્ મનુષ્યના જેવું જ જીવન ગાળવા માંડે છે, અને જે આરોગ્યવાન્ મનુષ્યના જેવું જ જીવન ગાળવા માંડે છે, તેને આરોગ્ય જ મળે છે.

* * *

જ્યારે તમારા મિત્રો અને સંબંધીઓ પોતાના કે બીજાઓના મંદવાડની લાંબી લાંબી કથાઓ ભારે રસથી તમને કહેવા માંડે ત્યારે તત્કાળ આરોગ્યની વાત કાઢીને, ડોહોવાયલા પાણીને સ્વચ્છ કરો. આરોગ્યની જ વાતો માત્ર કહેવાનો અને સાંભળવાનો આગ્રહ ધરો. મંદવાડકરતાં આરોગ્ય વધારે વ્યાપેલું તથા વધારે બળવાન્ છે, અને તેથી વાતો કરવા માટે અત્યંત મહત્ત્વનો વિષય તે છે એ

સિદ્ધ કરો. જેનું પ્રમાણ અધિક હોય તેનો જ પક્ષ બળવાન્ ગણાય છે. મંદવાડકરતાં આરોગ્યનું પ્રમાણ અધિક છે, માટે આરોગ્ય બળવાન્ છે. આરોગ્યની વાતોવડે આરોગ્યના અધિક પ્રમાણને વિશેષ અધિક કરો.

*   *   *

જ્યારે જગત્માં દુર્ગુણ અને દુરાચાર અધિક પ્રમાણમાં જોવામાં આવે ત્યારે સદ્ગુણ અને સદાચારની જ વાતો કરોઃ જ્યારે સદ્ગુણ અને સદાચાર અધિક પ્રમાણમાં જોવામાં આવે ત્યારે પણ તેથી અધિક પ્રમાણમાં સદ્ગુણ અને સદાચારની વાતો કરો. સદ્ગુણની વાતો કરવાથી લોકો સદ્ગુણસંબંધી વિચારો કરતા થશે. તેઓ સદ્ગુણના લાભનું ચિંતન કરતા થશે. વિચાર અને ચિંતન કરવા માંડતાં થોડા જ સમયમાં તેઓને સદ્ગુણ પ્રાપ્ત કરવાની ઇચ્છા થશે, અને મનુષ્યોને સદ્ગુણી થવાની જ્યારે ઇચ્છા પ્રકટે છે ત્યારે તેઓ સદ્ગુણી થવાનો પ્રયત્ન કરે છે, અને સદ્ગુણી થાય જ છે.

*   *   *

નિરંતર સદ્ગુણની વાતો કરવાથી તમે હજારો મનુષ્યોનાં મન શુદ્ધ કરી શકશો; અને આ હજારો પાછા બીજા લાખોનાં મન તેવી જ રીતે શુદ્ધ કરશે. આથી સદ્ગુણની જ વાતો કરવાથી તમે જગતનું જે કલ્યાણ કરો છો, તેની સીમા જ નથી.

*   *   *

જ્યારે જગત્ અસત્ય અને છળપ્રપંચથી ભરેલું જણાય, અને ઘોર કળિકાળ પ્રસરી રહેલો ભાસે ત્યારે પણ સત્યનું જ અને સત્યના મહિમાનું જ ગાન કરો. અસત્ય વ્યાપવાથી સત્ય કંઇ નાશ પામતું નથી. સત્ય તો સર્વત્ર સર્વ સામર્થ્યયુક્ત વ્યાપી રહ્યું જ છે. તેને દૃષ્ટિએ આણવા માટે તેની જ વાતો કરો. અસત્યનાં અને છળ-

પ્રપંચનાં ચિત્રો લોકોઆગળ ન ધરો, કારણ કે અસત્ય અને છળપ્રપંચનાં ચિત્રો નિરંતર તેમની આગળ ધરવાથી તેઓ અજાણપણે અસત્ય અને છળપ્રપંચનાં જ માર્ગમાં દોરાય છે. લોકોના વિચારોના પ્રવાહની દિશા તમે બદલી શકો એમ છે. નિરંતર, સદ્‌ગુણની વાતો કર્યા કરવાથી સમગ્ર મનુષ્યપ્રજાને સદ્‌ગુણમાં પ્રીતિવાળી તમે કરી શકશો; અને તેમ થતાં કળિકાળમાં પણ તમે સત્યયુગને પ્રવર્તેલો જોશો.

* * *

તમે જે પ્રકારે વાત કરો છો તે પ્રકારે તમે મનુષ્યના મનને દોરી શકો છો. તમારા શબ્દો જે દિશાને દર્શાવે છે, તે દિશામાં તેનું મન ગયા વિના રહેતું જ નથી. દોષની, દુરાચારની, વ્યાધિઓની અને વિપત્તિની વાતો કર્યા કરો અને ઘણા મનુષ્યો તે તરફ તણાયા જવાના. સદ્‌ગુણની, સદાચારની, આરોગ્યની અને સંપત્તિની વાતો કર્યા કરો અને ઘણા મનુષ્યો સદ્‌ગુણ, સદાચાર, આરોગ્ય અને સંપત્તિતરફ આકર્ષાઇ તે પ્રાપ્ત કરવા મથવાના.

* * *

રાજા બહુ જ જુલમી છે, એવી વાતો નિરંતર કર્યા કરવાથી પ્રજાઉપર અધિક જુલમ કરવા રાજા પ્રેરાય છે. પ્રજા રાજદ્રોહી છે, એવો રાજાતરફથી વારંવાર પોકાર ઉઠાવવામાં આવતાં રાજભક્ત પ્રજા રાજદ્રોહ કરવા પ્રેરાય છે, અને પોકાર કાયમ રહે છે તો પ્રજા રાજદ્રોહી થયા વિના રહેતી નથી. વાતો રાજાપ્રજાની કેવી સ્થિતિ કરી મૂકે છે, તેનું તાજુ ઉદાહરણ હાલની બ્રિટિશ રાજસત્તા અને હિંદુસ્તાનની હાલની પ્રજા છે.

* * *

પ્રજા રાજા સામે કાવત્રાં ન કરતી હોય તથાપિ પ્રજા કાવત્રાં

કરે છે, એવો પ્રજા ઉપર વારંવાર આરોપ મૂકવામાં આવે છે, તો પ્રજા કાવત્રાંખોર થઈ જાય છે. બંગાળમાં થોડા સમયથી ઉડતા પ્રાણઘાતક ગોળાઓના જન્મનું તથા ત્યાંના સત્તાધીશોના જુલમનું કારણ આવી વાતોથી જન્મને પામ્યું છે, એ કોઈ પણ વિચારવાનને સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી.

*　　　　*　　　　*

વર્તમાનપત્રકારો ઘણી વાર પોતાના શબ્દોથી પ્રજામાં અથવા આખી દુનિયામાં એવો અનર્થ પ્રસારી મૂકે છે કે જેવો અનર્થ પ્લેગ અને મરકી પણ ભાગ્યે જ પ્રસારતાં હોય. દુઃખ અને ત્રાસની વાતો નિરંતર કરીને ઘણાં વર્તમાનપત્રો આરંભનાં દુઃખ અને ત્રાસને સહસ્ર ગુણ અથવા લક્ષ ગુણ વધારી મૂકે છે, વર્તમાનપત્રોમાં વર્ણેલી દુઃખ અને ત્રાસની વાતો લોકો વાંચે છે, અને તે સંબંધી નિરંતર વાતો કરે છે; અને જેની તેઓ વાતો કરે છે, તેના જેવી જ તેમના મનની સ્થિતિ થતી હોવાથી ઠામ ઠામ દુઃખ અને ત્રાસ, ચેપી રોગની પેઠે પ્રસરી જાય છે.

*　　　　*　　　　*

જ્યારે દુઃખ અને ત્રાસની લોકો બુમો પાડે ત્યારે નિરંતર સમીપ રહેલાં સુખ અને શાંતિતરફ તેમનું ધ્યાન ખેંચવાનું કદી પણ વિસ્મરણ કરશો નહિ. અમર્યાદ સુખ અને શાંતિ સર્વત્ર વ્યાપી રહેલાં છે, પણ કાળા ચશ્મા પહેરનારને જેમ સઘળું જ કાળું દેખાય છે, તેમ દુઃખ અને ત્રાસની બુમો પાડનારને સઘળે દુઃખ અને ત્રાસ જ દેખાય છે. તેનું ધ્યાન દુઃખ અને ત્રાસતરફ વળેલું હોવાથી તે સુખ અને શાંતિને જોઈ શકતો નથી. તેના ધ્યાનને તે તરફ વાળો, અને તે સુખ અને શાંતિને જોશે એટલું જ નહિ, પણ અધિક અધિક સુખ અને શાંતિ શી રીતે પ્રાપ્ત કરવાં તેનો માર્ગ પણ તેને સ્પષ્ટ જણાશે. સુખનો વિચાર કરો, અને સુખ પ્રતિદિન વૃદ્ધિને પામતું જણાશે.

તેની જ વાતો કરો, અને સઘળા જ તે સંબંધી ચિંતન કરવા માંડશે.

*　　　　　*　　　　　*

શાંતિની વાતો કરો. ઘરમાં કે દેશમાં અશાંતિ અને અવ્યવસ્થા પ્રસરી ગયાં હોય તેમને નિવારવાનો કદી નિષ્ફળ ન જાય એવો એ એક જ ઉપાય છે. મનુષ્યોના ઘરસંસારમાં પ્રવેશેલા કલેશ અને કંકાસને ટાળવાનો રામબાણ ઉપાય એના જેવો એકે નથી. પોતાના ઘરમાં સહજ કલેશ અથવા અશાંતિનું કારણ ઉપજતાં જેઓ તે સંબંધી જ્યાં ત્યાં ફરી ફરી વાતો કરવા લાગે છે, તેમને સ્વલ્પ સમયમાં સમજાય છે કે તે કલેશ પ્રતિદિન ઉંડાં અને ઉંડાં મૂળ નાંખતો જાય છે. જ્યારે મનુષ્ય કલેશનું ચિંતન કરે છે, ત્યારે તેના અંતઃકરણમાં કલેશ જ વ્યાપી રહે છે. જ્યારે તે ઘણો સમય શાંતિના વિચારો કરે છે, ત્યારે તેના અંતઃકરણમાં શાંતિ જ વ્યાપી રહે છે, અને જો આગ્રહથી અને ખરી નિષ્ઠાથી તમે તેના આગળ શાંતિની વાતો કરો છો, તો શાંતિના વિચારો કર્યાવિના તેનાથી રહેવાતું જ નથી.

*　　　　　*　　　　　*

વિજયની જ જ્યાં ત્યાં વાતો કરો, અને તમારા સંબંધમાં આવનાર સર્વના હૃદયમાં વિજય પ્રાપ્ત કરવાનો આવેશ તમે પ્રકટાવશો. તમારી વાતો સાંભળનાર સર્વ મનુષ્યના માનસિક અને શારીરિક બળને વિજયની સિદ્ધિ કરવાતરફ જ તમે ખેંચી જશો. કોઈના આગળ કદી પણ ન વદો કે આ કરવું અશકય છે, સર્વ જ શક્ય છે, એમ સર્વના આગળ વદો. જેઓ વિજયની વાતો કરે છે, તેઓ વિજયને પ્રત્યક્ષ કરવામાં સર્વદા મદદ કરે છે.

*　　　　　*　　　　　*

પ્રત્યેક મનુષ્યને વિજય મળવોજ જોઇએ, કારણ કે તે મેળવવાની તેનામાં યોગ્યતા છે. વિજયનો કોઇને અધિકાર નથી, એવું

છે જ નહિ, ઉલટો વિજયઉપર સર્વનો જન્મથી જ હક છે. આમ છતાં, નિષ્ફળતાનો ભય, એ સર્વને વિજયપ્રાપ્તિમાં મોટામાં મોટી આડખીલી થઈ પડયો છે. વિજયની વાતો કરવાથી આ આડખીલીને તમે દૂર કરી શકશો.

* * *

વિજયપ્રાપ્તિના નવા અને વધારે અનુકૂળ સંભવો જ્યાં ત્યાં મળે એમ છે. ભૂતકાળમાં લીધેલાં ભૂલભરેલાં પગલાંને ભૂલી જાઓ, અને આ નવા અને અનુકૂળ સંભવોની જ વાતો કરો. ભૂતકાળમાં બનેલા પ્રસંગોને જો આપણે ભૂલી જતા નથી તો ભૂતકાળમાં તે બનેલા છતાં વર્તમાન કાળમાં જ તે બનતા હોય એમ આપણને ભાસે છે, અને તેથી વીતી ગયેલા દુઃખનું વીતી જવું ન થતાં, તે વર્તમાનમા ઉભું જ રહે છે. વિજયપ્રાપ્તિના નવા અને વધારે અનુકૂળ સંભવોની વાતો, ભૂતકાળની નિષ્ફળતાને ભૂલાવે છે, અને વિજય-પ્રતિ આપણને પગલાં ભરતા કરે છે.

* * *

વધારે સારાં કાર્ય કરવા માટે લોકો પ્રેરાય એવું કરવામાં જ વાણીનો ઉપયોગ કરો. તેઓના આગળ કાળી બાજુ ન ધરો, પણ સર્વદા ઉજળી બાજુ જ ધરો. તેઓનાથી ન થઈ શકે એવાં કામો તરફ તેમનું લક્ષ ન ખેંચો, પણ તેમનાથી થઈ શકે, એવાં કામો તરફ ખેંચો. આમ કરતાં ક્રમે ક્રમે તેઓ વધારે કઠિન કામ કરી શકશે. થઈ શકે એવાં કાર્યો કરવામાં મનુષ્યોને જોડી દેવાથી તેઓનો સઘળો બડબડાટ અને ફડફડાટ બંધ પડી જાય છે. આ કઠણ છે, અને પેલું કઠણ છે, એવો બડબડાટ કરવાની જેમને ટેવ પડી ગઈ હોય છે, તેઓ જ્યાં હોય છે ત્યાંથી એક ડગલુ પણ આગળ વધી શકતા નથી. ઘણે પ્રસંગે તેઓ પાછા હઠતા જતા જોવામાં આવે

છે. આથી થઈ શકે એવી વાતોતરફ મનુષ્યોનું લક્ષ ખેંચવું, એ તેમની ઉત્તરોત્તર અસાધારણ ઉન્નતિ કરે છે.

* * *

એ એક સ્થાપિત વાર્તા છે કે જ્યારે સુખનું એક દ્વાર બંધ થઇ જાય છે ત્યારે બીજું ઉઘડે છે. કોઈ કોઈ વખત એક નહિ પણ ઘણાં દ્વાર ઉઘડે છે. આ પ્રમાણે દ્વારો ઉઘડવાં, એ આ પ્રકૃતિમાં સ્થપાયલો નિયમ જ છે. પ્રાણીપદાર્થની ઉન્નતિને માટે એ નિયમ અણુઅણુમાં પ્રવર્તી રહ્યો છે. આખાં વિશ્વમાં નિત્ય આગળ વધવાની ઇચ્છા થયા જ કરે છે અને તેથી કરીને જ્યારે જ્યારે કોઇ મનુષ્યનું ઉન્નતિને પામવાનું એક દ્વાર બંધ થાય છે, ત્યારે ત્યારે તેને માટે બીજું દ્વાર ઉઘાડવાને માટે ઉપરનો નિયમ ક્રિયાયુક્ત થાય છે. આથી સિદ્ધ થાય છે કે વિશ્વવ્યવસ્થામાં જે જે નિયમો છે, તે મનુષ્યનું અહિત કરનારા નથી, પણ એકેએક નિયમ તેનું હિત સાધનારો છે. આથી જે મનુષ્ય સુખની, શાંતિની, વિજયની, અભ્યુદયની, વૃદ્ધિની અને આરોગ્યની વાતો કરે છે, તે વિશ્વવ્યવસ્થામાં પ્રવર્તતા નિયમોને અનુકૂળ વર્તે છે, અને કુદરતનો મહાન્ ઉદ્દેશ સિદ્ધ કરવામાં તે મદદ કરે છે. અને વિશ્વવ્યવસ્થાપક સત્તાના મદદગાર થવાનું ઉચ્ચ માન સંપાદન કરવાનું કોને ન ગમે?

* * *

જ્યારે તમે દુઃખની, નિષ્ફળતાની, વ્યાધિની અથવા પાપની વાતો કરો છો ત્યારે તમે વિશ્વવ્યવસ્થાપક સત્તાના નિયમોની અને તેના મહાન્ ઉદ્દેશની વિરુદ્ધ વર્તો છો. આમ થતાં તમે વિશ્વની પ્રત્યેક વસ્તુની વિરુદ્ધ વર્તો છો, અને તેના પરિણામમાં તેઓ પણ તમારી વિરુદ્ધ વર્તન કરવાની. આથી જે કંઇ કાર્ય તમે કરવા માંડવાના તેમાં અવશ્ય નિષ્ફળ થવાના. પરંતુ ઉપર વર્ણેલો માર્ગ ગ્રહણ

કરતાં કેવો ઉત્તમ પરિણામ આવે છે!

*　　*　　*

બોલનાર અને સાંભળનાર બંને ઉપર શબ્દોની અત્યંત ભારે અસર થાય છે—પછી તે શબ્દ મુખથી બોલેલો હોય, કે મનમાં બોલેલો હોય કે લખેલો હોય. તમારા લક્ષને સારી અથવા નઠારી દિશાતરફ ખેંચવાનું કામ શબ્દ કરે છે, અને જે દિશાતરફ તમારૂં લક્ષ ખેંચાય છે, તે તરફ તમારૂં આખું જીવન ખેંચાય છે. આમ હોવાથી શબ્દો બોલતાં અને સાંભળતાં અત્યંત વિચારને કરજો. સુખની, શાંતિની, અને વિજયની જ વાતો કરજો, અને તેવી જ વાતો સાંભળજો.

*　　*　　*

તમે જે વિચારો નિત્ય સેવો છો, તે વિચારોનું તમારી આજુ-બાજુ એક વાતાવરણ બંધાય છે. આ વિચારનું વાતાવરણ એ એક ઘરજેવું હોય છે, અને ઈંટમાટીના ઘરમાં જેમ મનુષ્યો રહે છે, તેમ આ વિચારના ઘરમાં, તમારા વિચારનાં સજાતીય તત્ત્વો આવીને રહે છે. વિચાર એ લોહચુંબકજેવો એક આકર્ષક પદાર્થ છે. તે પોતાના જેવા જ વિચારોને પોતાના પ્રતિ આકર્ષે છે, અને તે વડે બળ અને વૃદ્ધિને પામે છે. પ્રેમના વિચારો કરો, અને પ્રેમના મહા-સમુદ્રનાં મોજાં તમારા તરફ વહેતાં ચાલ્યાં આવશે. જો તમે સુખી થવા ઇચ્છતા હો તો પ્રેમવિરુદ્ધ એક પણ વિચારને કદી ન સેવો, કારણ કે દ્વેષ મનુષ્યને બંધનમાં રાખે છે, અને એકલો પ્રેમ જ તેને મુક્ત કરે છે.

*　　*　　*

સઘળો સમય પોતાને જ પૂર્ણ કરવામાં મનુષ્યે સર્વ સમય ગાળવાની સર્વથી પ્રથમ અગત્ય શાથી છે, તેનું કારણ આ છે:

જાગતાં, ઊંઘતાં, બેસતાં, ઉઠતાં, ખાતાં, પીતાં, એમ સર્વ સમય આ દેહમાં, તેમ જ હવે પછી અનંત કાળસુધી મનુષ્યને સઘળો સમય પોતાની સાથે જ રહેવાનું છે. એવી એક પણ ક્ષણ નથી કે જેમાં તેને પોતાનાથી સહજ પણ દૂર રહેવાનો સમય આવે. આમ હોવાથી બીજાઓને રાજી કરવાને માટે, અથવા આળસ અને પ્રમાદથી, મનુષ્યે પોતાની અને પોતાને રહેવાનું સ્થાન જે આ દેહ તેની અંતર્બાહ્ય ઉપેક્ષા કરવી, એ આત્મઘાત કરવાતુલ્ય છે; પોતાના પગઉપર પોતાને હાથે જ કુહાડો મારવા બરાબર છે.

* * *

મલિન આત્માસાથે રહેવું, એ નરકમાં રહેવાતુલ્ય છે. કામ, ક્રોધ, લોભ, દ્વેષ વગેરે વિવિધ દોષોવાળા આત્માસાથે નિવાસ કરવો, એમાં અને નરકમાં નિવાસ કરવામાં કશો ફેર નથી. પોતાને પૂર્ણ અને શુદ્ધ કરવાથી આપણે આપણને નરકમાંથી સ્વર્ગમાં લેઇ જઇએ છીએ; અને આપ્રમાણે આપણને નરકમાંથી સ્વર્ગમાં લેઈ જનાર આ જગત્‌માં આપણા વિના બીજું કોઇ જ નથી.

* * *

જેમ મનુષ્ય વધારે બુદ્ધિમાન્ હોય છે, તેમ તેને સત્યપ્રતિ વધારે પૂજ્યભાવ હોય છે; તે જ પ્રમાણે જેમ મનુષ્ય વધારે અજ્ઞાન તેમ તેને ભ્રમ અને ભ્રાંતિપ્રતિ વધારે પૂજ્યભાવ હોય છે.

* * *

મનુષ્યને પોતાના આત્માજેવું અત્યંત મૂલ્યવાન્ જગતમાં બીજું કંઇ જ નથી. આથી તેણે આત્માપ્રતિ પૂજ્ય ભાવ રાખવો જોઇએ. તેની અવનતિ અથવા દુર્દશા થાય, એવી એક પણ કૃતિ તેણે ન કરવી જોઇએ. જે જે જ્ઞાનથી પોતાને લાભ થશે એવું ભાસે તે તે જ્ઞાનને તેણે તત્કાલ આચારમાં ઉતારવું જોઇએ, અને આપ્રમાણે

તેણે અજ્ઞાન અને તેથી પ્રકટતાં દુઃખોનો જય કરી પૂર્ણ થવું જોઇએ.

* * *

તમે આ પરમેશ્વરે રચેલા જગત્‌માં રહેતા નથી, પણ જે જગત્ તમે પોતે રચ્યું છે, તેમાં જ નિરંતર રહો છો. તમારૂં રચેલું આ જગત્ તમારા વિચારપ્રમાણે જ રચાયું હોય છે. પરમેશ્વરે કરીને કે દુઃખને વાયુ કરનારાં રચ્યાં નથી, પણ તમે તમારા વિચારવડે જ તેમને તેવાં રચી લો છો. મહાપુરુષોને આ જગત્ સૌંદર્ય, સુખ, અને આનંદથી પૂર્ણ ભાસે છે, કારણ કે તેમણે પોતાના વિચારથી આ જગતને તેવું જ કરી લીધું હોય છે. તમને આ જગત્ દુઃખ, વ્યાધિ, અને મૃત્યુથી ભરેલું ભાસે છે; કારણ તમે તમારા વિચારવડે તેને તેવું જ રચી લીધું છે. પૂર્ણ પુરુષો પોતાની ભૂમિકાપરથી જગતને પૂર્ણ જુએ છે; અપૂર્ણ મનુષ્યો પોતાની દોષવાળી ભૂમિકા-ઉપરથી જગતને અપૂર્ણ જુએ છે.

* * *

દુષ્ટ દુર્જન મનુષ્ય સર્વોત્તમ સાધુ પુરુષમાં પણ એક શુભ લક્ષણ જોતો નથી. સર્વોત્તમ સાધુ પુરુષ, દુષ્ટ દુર્જનમાં લેશ પણ દુર્જનતા જોતો નથી, પણ તેના આત્મામાં રહેલી નિર્દોષતાપ્રતિ દૃષ્ટિ નાંખે છે.

* * *

પ્રત્યેક મનુષ્ય પોતે જે ભૂમિકામાં હોય છે, તે ઉપરથી જ જગતને સારૂં અથવા નઠારૂં જુએ છે. તમને જગત્‌માં જ્યાં ત્યાં દોષ જ દૃષ્ટિએ આવતા હોય તો તે એટલું જ સિદ્ધ કરે છે કે તમે જે ભૂમિકામાં છો તે ઘણી નિકૃષ્ટ છે. તમને જગત્‌માં જ્યાં ત્યાં ગુણનું જ ભાન થતું હોય તો તમે તમારી પોતાની જ ઉત્કૃષ્ટ ભૂમિકાનું ભાન કરાવો છો. યુધિષ્ઠિર અને દુર્યોધનનાં ઉદાહરણો આ

આત્માને લહી પોતાનું રૂપ આનંદે જ્યાં ત્યાં ફરીએ,
વિવિધ નિરખી બાહ્ય વ્યતિકર, મિથ્યા ભયથી ન છળી મરીએ.
મરે ન આત્મા, બળે ન આત્મા, અવિનાશી ત્યાં શીદ ડરીએ,
વૃદ્ધિ ન, હાનિ ન, આત્મામાં તો અશ્રુથી ચક્ષુ શીદ ભરીએ.
સ્વરૂપઅભિમુખ રહી નિરંતર, હૃદય ન ચિંતાથી દહેવું, જે જે૦

હોકાયંત્રની સોય જેમ મુખ ઉત્તરમાં નિત્ય રાખે છે,
અભિમુખતા પણ ત્યજે ન છો કોઇ યંત્ર ફેરવી નાંખે છે,
તદ્દવત્ જાગ્રતસુષુપ્તિસ્વપ્ને, મુમુક્ષુ આત્મા ઝાંખે છે,
વિધવિધ દુઃખની પ્રતીતિઓને, સ્વરૂપલીલા લહી સાંખે છે;
સુખવિણ ક્યાંહિ ન બીજું જોવું, વિવેકીનું વ્રત છે એવું, જે જે૦

વ્યાપક આત્મા જોતાં સઘળે, દ્વૈતપ્રતીતિ શમી જાતી,
દુઃખકલ્પના કરી પછી શામાં, કોને કુટવી રહી છાતી;
દુઃખનું કારણ ભેદભાન છે, ઉચ્ચ સ્વરે શ્રુતિ એ ગાતી,
શ્રવણે જે સંસ્કારી શુણુતા, ભ્રાંતિ તેની અળપાતી.
નરહરિરૂપ તેને ન રહ્યું પછી, સંસૃતિથી લેવુંદેવું. જે જે૦

**શ્રી ભિક્ષુવંધ.**

## जगदेव हरिः

* * જ્યારે બહારના દેખાવોની પેલી પાર મનુષ્ય દૃષ્ટિ નાંખે છે, અને પરમાત્માની પ્રતિમારૂપ પૂર્ણતાવાળા વાસ્તવિક પુરુષને જુએ છે, ત્યારે તેનાં સઘળાં અનુમાનો અને નિશ્ચયો બદલાઇ જાય છે. તેને જણાય છે કે બહારના દેખાવોની પાછળ સઘળું જ શુભ છે, સઘળું જ સુંદર છે, સઘળું જ સત્ય અને નિર્દોષ છે. તે અનાદિ સત્ય વસ્તુને જુએ છે, અને તેથી તેના નિશ્ચયો સઘળા સત્યથી પૂર્ણ હોય છે. **जगदेव हरिः** ( જગત્ એ જ હરિ છે ) એ શાસ્ત્રવચનાનુસાર તે જગતને ઇશ્વરરૂપ જુએ છે, અને તેથી ફરીને જગત્સંબંધી તેના સઘળા નિશ્ચયોમાં કોઇ પણ ભૂલ હોતી નથી, કારણ કે તેની દૃષ્ટિ જેમ છે તેમ જુએ છે. આમ થતાં તેના સઘળા વિચારો નિર્દોષ અને સત્યથી યુક્ત થાય છે; અને મનુષ્ય જેવા વિચારો કરે છે, તેવો જ તે થતો હોવાથી તેનું જીવન નિર્દોષ અને સન્મય થાય છે. * * *

**શ્રી વિશ્વવંદ્ય**